“પ્રજાબંધુ” ની સને ૧૯૧૯ ની ભેટ.

# રત્ન-મંદિર.

પ્રજાબંધુ ઑફીસ, અમદાવાદ.

# રત્ન-મંદિર.

## (ઐતિહાસિક નવલકથા.)


અનુવાદક:
હુસમનરાવ હરિલાલ ધ્રુવ.
ખાડીયા, જેઠાભાઇની પોળ;
અમદાવાદ.



મુદ્રક અને પ્રકાશક:
ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર.
પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ-ખાડીયા, જેઠાભાઇની પોળ;
અમદાવાદ.

સને ૧૯૧૯. સંવત ૧૯૭૫.
આવૃત્તી ૧ લી. પ્રત ૨૫૦૦.

મૂલ્ય રૂ. ૧ા.

# પ્રસ્તાવના.

ભારતવર્ષની આધુનિક ભાષાઓમાં બંગ-ભાષાનું સાહિત્ય આ જ શ્રેષ્ઠ સ્થાને વિરાજે છે. સાહિત્ય, વિજ્ઞાન, પ્રવાસ, ચારિત્ર્ય, વ્યાકરણ, શાસ્ત્ર, હુન્નર, કળા આદિ અનેક જાતનાં પુસ્તકોથી બંગ-સાહિત્ય-ભાંડાર ઉજ્વલ અને સમૃદ્ધ છે.

એ સાહિત્ય-મહાસાગરને તળીએથી અનેક મૂલ્યવાન રત્નો શોધી લાવી ગુજરાતી સાહિત્યને પ્રથમ અર્પનાર સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્ર હતા. તેને માટે તેમણે ભગિરથ પરિશ્રમ કર્યો હતો. સાહિત્ય-સેવા એજ એમના જીવનનો મૂળમંત્ર હતો. એમના અવસાન પછીથી એવી જ રીતે ગુર્જરી-માતાની નિઃસ્વાર્થ સેવા કરનાર, બીજો એક પણ પુત્ર નીકળ્યો નથી.

પ્રસ્તુત પુસ્તક એ, બંગાળના સુપ્રસિદ્ધ લેખક શ્રી હરિસાધન મુખોપાધ્યાયની એક યશસ્વી કૃતિ "મોતિ-મહાલ" નામની નવલકથાનો અવિકલ અનુવાદ છે. કથા-પ્રસંગ, આજથી બસેં વર્ષ પહેલાંના સમયનો, બંગાળા દેશનો છે. તે વખતે દીલ્હીની ગાદી ઉપર મહાપ્રતાપી આલમગીર ઉર્ફે ઔરંગજેબ બાદશાહ અધિરૂઢ હતા, અને તેમના તરફથી બંગાળનો અમલ કરનાર સુબેદાર તરીકે, નવાબ શાયસ્તખાં હતા. તેમના વખતમાં જળ પર ચાંચીઆ અને સ્થળ પર દસ્યુ મગ લોકોનો જબરો ત્રાસ હતો. સ્થળે સ્થળે વટેમાર્ગુઓને બ્હારવટીઆ અને લુંટારાઓનો સખત જુલમ સહન કરવો પડતો હતો. ઐતિહાસિક આટલી સત્ય ઘટનાને કથા-પ્રસંગમાં ગુંથી લઇને "મોતિ-મહાલ" નામની નવલકથા લખાયલી છે.

મૂળ "મોતિ-મહાલ" નામ બદલીને, "રત્ન-મંદિર" નામ મ્હેં શા માટે આપ્યું, એ પ્રશ્ન સહજ રીતે ઉત્પન્ન થાય તેવો છે. તેટલા માટે ત્હેનું નિરાકરણ પણ મ્હારે કરવું જ જોઇએ. પ્રસ્તુત પુસ્તકની નાયિકા રત્નમયી છે અને કથાનો નાયક હરપ્રસાદ છે. એક સામાન્ય દોષને લીધે, શું શું મુસ્કેલીઓ ખમવી પડે છે, અને શુદ્ધ હૃદય અને શુદ્ધ વર્તનથી ત્હેનો કેવી સારી રીતે સુખમાં અંત આવે છે તે, ઘટના-પરંપરા દ્વારા એમાં દર્શાવાયલું છે. એક પ્રસંગે રત્નમયી, ફોજદાર મીરઅલીના માણસોના ત્રાસથી, કંટાળીને નદીમાં પડેલી ત્હેને, તેજ વખતે નવાબ શાયસ્તખાંની કન્યા મોતિબિબિ, જે બીજી એક નૌકામાં ત્હેના પિતાની સાથે જતી હતી, ત્હેણે પડતાં નજરે જોઇ અને તરતજ ત્હેણે પોતાનાં માણસો દ્વારા ત્હેને બચાવીને ઉગારી લીધી. ત્યારપછીથી નવાબ-પુત્રી અને રત્નમયી વચ્ચે સખી-સંબંધ બંધાયો, અને એ હેત તથા ઉપકારના બદલામાં, મોતિબિબિએ રત્નમયીના મકાનને, પોતાની યાદગીરી કાયમ રાખવા માટે, "મોતિ-મહાલ" નામ આપવાની

સૂચના કરી. એ સૂચન અનુસાર રત્નમયીએ, પોતાના મકાનનું નામ "મોતિ-મહાલ" પાડયું. મૂળ પુસ્તકમાં નામનો હેતુ એ પ્રમાણે છે.

મ્હારી સ્હમજ પ્રમાણે એક સામાન્ય આમિલદારનું મકાન એ, કદિ મહેલ કહી શકાય નહિ. મહેલ ઘણું ખરૂં રાજા મહારાજાઓના મકાનનેજ કહેવાનો રિવાજ છે. તેથી મહેલ, એ રત્નમયી જેવી સામાન્ય આમિલદારની પત્નીનાં મકાનને કહેવું એ મ્હને અનુચિત લાગ્યું. તે શિવાય, આ કથાની અંદરનાં અનેક દુઃખસંકટોમાંથી શુદ્ધ અને સહીસલામત રીતે પાર ઉતરેલી, કથાની નાયિકા રત્નમયીના મકાનની સાથે, ત્હેનો સ્વામી હરપ્રસાદ, તે પ્રસંગોનું અને રત્નનું સ્મરણ હમ્મેશ કાયમ રાખવા માટે, ત્હેનું નામ જોડે એ વધારે સ્વાભાવિક છે, અને મ્હને તે વિશેષ ઉચિત લાગ્યું. તેથી, મ્હેં "મોતિ-મહાલ" નામ ફેરવીને, ત્હેનું નામ "રત્ન-મંદિર" રાખ્યું છે.

પ્રસ્તુત પુસ્તક ઘણીજ ટુંક મુદતમાં ઘણી ઉતાવળની અંદર લખાયલું છે; અને ત્હેને ફરીથી જોઈ જવાનો કે તપાસી જવાનો જરા પણ અવકાશ મળ્યો નથી. તેથી સ્વાભાવિક રીતે, ત્હેની અંદર અનેક ખામીઓ આવી ગઈ હશે. આશા છે કે, વાંચક વર્ગ એટલું સુધારી લેવા જેટલી કૃપા કરશે.

ચૈત્ર શુદ ૯, વિ. સં. ૧૯૭૫.
અમદાવાદ.

હસમનરાવ હરિલાલ ધ્રુવ.

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | પાનુ |
|---|---|
| ૧. "તેપાન્તર" ની સીમમાં લુંટ. | ૧ |
| ૨. આમિલદારની કન્યા લુંટારાના કબજામાં. | ૧૨ |
| ૩. હરપ્રસાદ સપડાયો. | ૧૬ |
| ૪. પતિ-પત્નીમો અણધાર્યો મેળાપ. | ૨૦ |
| ૫. મહાકાલીના ભોગની તૈયારી. | ૨૪ |
| ૬. પલાયન. | ૨૮ |
| ૭. ઘનઘોર જંગલમાં. | ૩૪ |
| ૮. સાસુનો અનાદર. | ૩૯ |
| ૯. નવી અને જુની વહુ. | ૪૬ |
| ૧૦. ભૈરવને જન્મ-કેદની સજા. | ૫૦ |
| ૧૧. મોહાંધ મીર અલી. | ૫૭ |
| ૧૨. અટપટી મુઝવણ. | ૬૦ |
| ૧૩. અબળાની એકાંત પ્રાર્થના. | ૬૮ |
| ૧૪. ભયંકર સ્વપ્ન.... | ૭૦ |
| ૧૫. સંકલ્પ-ભીરૂતા. | ૭૩ |
| ૧૬. વિપત્તિનું વાદળ. | ૮૦ |
| ૧૭. સન્યાસિનીના આશ્રમમાં... | ૮૬ |
| ૧૮. અણધાર્યો બચાવ. | ૯૧ |
| ૧૯. પાપનું પ્રાયશ્ચિત્ત. | ૯૬ |
| ૨૦. કૃપારામની કપટબાજી. | ૧૦૧ |
| ૨૧. અજાણી આફત. | ૧૦૫ |
| ૨૨. કાળભૈરવ અને હરપ્રસાદ... | ૧૦૮ |
| ૨૩. પંખી પાંજરામાંથી છટક્યું. | ૧૧૧ |
| ૨૪. અસહાયનો સહાય ભગવાન. | ૧૧૪ |
| ૨૫. પ્રભાવતીનું હરણ. | ૧૧૯ |
| ૨૬. મોતિબિબિનું અભયદાન..... | ૧૨૫ |
| ૨૭. પાપનો ઘડો ફુટી ગયો..... | ૧૨૬ |
| ઉપસંહાર. | ૧૩૧ |

# રત્ન-મંદિર.

## પ્રકરણ ૧ લું.

### "તેપાન્તર" ની સીમમાં લુંટ.

સ્હાંજનો સમય છે. અંધકારથી ચારે દિશા ધીરે ધીરે ગાઢ થતી જાય છે. અસ્ત પામતા સૂર્યની રાતા વર્ણની વિચિત્ર પ્રભા ગગન ગાત્ર ઉપરથી ભુંસાઇ જઇને, ધીમે ધીમે કાજળની કાળાશ ધારણ કરે છે. જે જગ્યાએ સૂર્ય ડુબતો હતો—સ્હેજ અગાઉ જ્યાં રાતાં વાદળાં શોભી રહ્યાં હતાં, ત્યાં ત્હેની તે અવસ્થા સંપૂર્ણ રીતે વિલુપ્ત થઇ છે.

સંધ્યાનો અંધકાર, ધીમે ધીમે ગાઢ થયે જાય છે. આજે શુકલ પક્ષની બીજ છે. આકાશમાં આછો ચંદ્ર ઉગ્યો છે ખરો, પણ તે ઝાંખા રંગનો વાદળાંથી ઢંકાયલો છે. તેથી જ આ આછા ચંદ્રપ્રકાશમાં અંધકારનો હ્રાસ ન થતાં, ઉલ્ટો તે વધતો જ જાય છે.

આ અંધકારમાં—સ્હાંજ પડયાને એક કલાક થયા પછી, એક શિબિકા નારાયણપુર ગામના "તેપાન્તર" ની સીમની નજીકને ધોરી રસ્તેથી, ઘણી ધીરી ચાલથી આગળ આગળ વધ્યે જતી હતી. શિબિકા ઉચકનારા ભોઇ લોકો રસ્તાના શ્રમથી થાકેલા અને કંટાળેલા હતા—ત્હેમનું આખું શરીર પરસેવાથી ન્હવાઇ ગયું હતું. તેઓ અત્યાર સુધીમાં સવારીને લઇને લગભગ બે કોસ રસ્તો ચાલ્યા હતા—પણ "તેપાન્તર" ની સીમની નજીક સ્હાંજ પડી જતાં, ભોઇ લોકોની શિબિકા લઇને ચાલવાની શક્તિ ધીમે ધીમે જાણે શિથિલ થવા લાગી. એનું કારણ બીજું કંઇ જ નહતું, એ સીમમાં લુંટારાઓનો મ્હોટો ભય હતો.

અત્યારે બંગાળા દેશ ઇતિહાસપ્રસિદ્ધ નવાબ શાયસ્તખાંના અધીનમાં હતો. દિલ્લીના તખ્તપર, આ વખતે મહાપ્રતાપશાળી બાદશાહ આલમગીર ઉર્ફે ઔરંગજેબ હતો.

શાયસ્તખાં બંગાળ પર ઘણી કડક રીતે અમલ કરતો હતો, છતાં પણ આ લુંટારા લોકોને સંપૂર્ણ રીતે તે દાબી શક્યો નહોતો. ત્હેના અમલમાં જળ અને સ્થળ બન્ને પર લુંટારાઓનો ત્રાસ સરખો રીતે હતો;—એટલે કે, જળમાં ચાંચીઆ મગ લોકો અને સ્થળ પર પારકાનું હરિ લેનારા દસ્યુ લોકો

હતા. આ પ્રચંડ શક્તિશાળી લુંટારા ટોળીને લઇને, મહાપ્રતાપી નવાબ શાયસ્તખાં ઘણો જ મુઝવણમાં આવી પડ્યો હતો. આરાકાનના મગ લુંટારાઓને દબાવવાને માટે પોતે જાતે કેટલીએક વાર સૈન્ય લઇને ત્હેમની પાછળ પડ્યો હતો, છતાંયે એનાથી ઉપદ્રવની શાંતિ તેટલા જ વખત પુરતી થવા શિવાય બીજું કંઇજ થતું નહોતું.

બંગાળીઓના કમનસિબે બંગ દેશમાં અત્યારે જુદે જુદે ઠેકાણે લુંટફાટનો ભારે ત્રાસ હતો. આ "તેપાન્તર" ની સીમમાં આ વખતે રોજને રોજ લુંટ થતી હતી. એટલાજ માટે આ સીમને રસ્તે સ્હાંજ પડતાં પ્હેલાંથીજ લોકોનો અવર જવર બંધ થઇ જતો. રાત્રે હજારો જરૂરનું કામ હોય છતાં પણ કોઇ કદિ પણ આ પ્રાન્તરૂની હદની અંદર આવતું નહિં.

"તેપાન્તર" ની સીમ નામ "ત્રિપ્રાન્તર" ની સીમ નામનો અપભ્રંશ છે. ત્રણ મ્હોટી મ્હોટી દોઢ કોસ સુધી લંબાયલી સીમો એકબીજાની જોડાજોડ સ્થિતિમાં હોવાથી, એનું આવું અદ્‌ભુત નામ પડ્યું હતું.

આ સીમ બાદશાહી સપ્તગ્રામ પરગણાની અંદર હતી. મોગલના અમલના સપ્તગ્રામ પરગણાનો વિસ્તાર, સરકાર હુગલી સુધી હતો. એટલુંજ નહિં પણ એથાયે વિશેષ હતો. આ સપ્તગ્રામમાં એક વખતે મોગલોનું શાસનકેંદ્ર હતું. પણ પછીથી સપ્તગ્રામનું મોગલ-શાસનકેંદ્ર હુગલી ચાલ્યું ગયું. આ પછીથી હુગલી ઝળકી ઉઠ્યું.

સપ્તગ્રામના અધઃપાતની સાથે સાથે હુગલી ધીમે ધીમે વ્હેપારના બંદર રૂપે ખીલી નીકળ્યું. આ ઠેકાણે મોગલ સુબેદાર નવાબ-ઉલ-મુલ્ક શાયસ્તખાં બહાદુરનો એક જણ હાથ નીચેનો ફોજદાર રહેતો હતો. આપણે જે સમયની વાત કરીએ છીએ, તે વખતે મીર મઝફ્ફર અલિખાં કરીને કોઇ એક મહાપ્રતાપશાળી મોગલ ફોજદાર અથવા શાસનકર્તા, જાતે હુગલીમાં બિરાજમાન હતો.

ફોજદાર અહિંથી મહેસુલ ઉઘરાવીને સુબેદાર શાયસ્તખાંની આગળ રાજમહલ મોકલતો. કોઇ કોઈ વાર અથવા તો સુબેદારના હુકમથી બારોબાર દિલ્હી પણ મહેસુલ મોકલવામાં આવતી. એકવાર સુબેદાર શાયસ્તખાં તરફ ત્રીસ હજાર રૂપિઆની સરકારી મહેસુલ મોકલવામાં આવતી હતી. પણ આ "તેપાન્તર" ની સીમ પસાર કરતી વખતે લગભગ પચાસ જણ લુંટારાઓ, ફોજદારના સિપાઇઓને ઘેરી લઇને, તે મહેસુલના પૈસા લુંટી ગયા. ત્યાર પછીથીજ નવાબ શાયસ્તખાંએ આ દસ્યુઓને દબાવવાનો પ્રયત્ન શરૂ કર્યો.

ફોજદાર મીરખાંએ આ લુંટારાઓને પકડવાને માટે અનેક પ્રયત્ન કર્યા.

મ્હોટા મ્હોટા સંડા મુસંડા જેવા જવાન, કામ ધંધા વિનાના અને હલકી ચાલના લોકોની અંદરથી, દુશ્મન જેવા ન્હેરાના માણુસોને વીણી વીણીને કેદમાં પુર્યા. ઘણાકને બેડીઓ પ્હેરાવી. પણ કોઇ પણ રીતે ખરી લુંટારા ટોળી ગિરફ્તાર થઇ નહિં.

'આ સમાચાર ફોજદારે નવાબ શાયસ્તખાંને લખ્યા. પણ નવાબે ત્હેને મુક્ત ન કર્યો. શાયસ્તખાંએ ત્હેના કાગળનો જે જવાબ લખી મોકલાવ્યો ત્હેનો સાર આ પ્રમાણે છે. " મોગલ બાદશાહનો જે ફોજદાર, મહાપ્રતાપી આલમગીર બાદશાહના પ્રતિનિધિ રૂપે જે આ મુલક ઉપર અમલ કરે છે,– જેની સેનાની ખોટ નથી–લોકબળનો અભાવ નથી, ત્હેના સિપાઇઓ પાસેથી સામાન્ય લુંટારાઓએ સરકારી મહેસુલ લુંટી લીધી છે, એ અતિ ધિક્કારની વાત છે. ત્હમે લુંટ કરનારાઓને પકડી શક્યા નહિં અને મ્હારી આગળ એક સાર વિનાનો કાગળ લખી મોકલ્યો–એ પણ મ્હોટા કલંકની વાત છે. એ વાત લખતાં પણ ત્હમને શરમ ન આવી ? બાદશાહને કાને જતાં, આવા પ્રકારના ગાફેલપણા માટે તે ત્હમને કારાગૃહની શિક્ષા કરત. પણ મ્હેં દયા કરીને ત્હમારા પ્રત્યે એવી કંઇ પણ વ્યવસ્થા ન કરી, કેમકે ત્હમે મ્હારા સબંધી છો. તેમ છતાં પણ ત્હમારે સરકારની નુકશાની ભરી આપવી પડશે. સરકારી મહેસુલના લુંટાયલા બધા પૈસા પૈએ પૈ સુદ્ધાંત ત્હમારી તિજોરીમાંથી આપીને, સરકારી નુકશાની ભરી આપવાને ત્હમે બંધાયલા છો. "

ક્હેવાની જરૂર નથી કે, મીરસાહેબને વીના બોલે ચાલે પોતાની તિજોરીમાંથી એ પૈસા બધા ભરી આપવા પડયા હતા અને તેજ વખતથી તે આ " તેપાન્તર " ની સીમ ઉપર વધારે સખત નજર રાખતા આવતા હતા. એના ફળ રૂપે મહિના કેટલાએકને માટે લુંટફાટ બંધ તો પડી ખરી, પણ લુંટારાઓ હવે વધારે સાવચેત રહીને લુંટ અને નરહત્યા કરીને વટેમાર્ગુઓના મનની અંદર ભય પેસાડવા લાગ્યા. અલબત્ત આ ન્હાની સુની વાત મીરઅલિના કાને ન પ્હોંચી કારણ કે,–ત્હેના હાથ નીચેના સદર કોટવાલ અથવા થાણાના એકપૂરા અધિકારીઓ બ્હીકથી ત્હેને આ સમાચાર સમૂળગા જાણવા દેતા નહિ. તેનું ફળ એ થયું કે, લુંટારાઓએ ફરી હિંમ્મત બીડીને જુલમ કરવો શરૂ કર્યો. એ બધું હવે ગમે તેમ હો. આ બધી બાબત છોડીને આપણે હવે આપણી વાત શરૂ કરીએ.

પાલખી લઇને ભોઈ લોકો અંધારથી ઘેરાયલી સંધ્યાકાળ પછી એજ ભયાનક ' તેપાન્તર ' ની સીમની વચ્ચે થઇને ધ્રુજતી છાતીએ ધીમે પગલે આગળ વધ્યે જતા હતા. એ રૂપાના બાંટવાળી કિનખાબના ઝાલરદાર ઘેરા-

વના ટોપવાળી પાલખી, ફોજદાર મીરઅલીખાંના મુખ્ય આમિલદાર કમલ-લોચન રાય ચૌધુરીની હતી.

રાય કમલ લોચન ચૌધુરી, નવાબી અમલમાં તરફે જહાનાબાદનો એક ક્ષમતાપન્ન અધિકારી હતો. તે હુગલીના ફોજદાર મીરઅલીખાં અને નવાબ શાયસ્તખાં આગળ સારી રીતે જાણીતો હતો. પદગૌરવમાં તે એક આમિલ-દાર હતો, અને ફોજદારની નીચેજ ત્હેની વિભાગીય સત્તા હતી. ત્હેના હાથ નીચે એક સો બરકંદાઝ હમ્મેશ સંગીન લઇને ઉભા રહેતા. ડાંગવા-ળાઓ પણ ઘણા હતા—ત્હેની ખ્યાતિ પણ ઓછી નહતી. દોલ—દુર્ગોત્સવ, કન્યાદાય, પિતૃમાતૃદાય વિગેરે બાબતોમાં તે એક તરફ જેવું દાન ધ્યાન કરતો તેવોજ પાછો બીજી બાજુએ, અનાથ વિધવા, સહાયહીન નાવારસ અથવા મરનારની સંપત્તિ પચાવી પડવામાં પણ તે નિપૂણ હતો. કમલલોચન રાય અતિથિશાલા બંધાવરાવવી વિગેરે તે વખતનાં પ્રચલિત પૂણ્ય કાર્યોમાં વિરત નહતો. અને બાદશાહી સરકારની મળવી જોઇતી મહેસુલ તે પૂરેપૂરી બરા-બર વખતે ચુકાવી આપતો. તે તરીકે, સુબેદારના દરબારમાં પણ ત્હેનું ઘણું માન હતું. ત્હેના ભયથી વાઘ અને બકરી એક આરે પાણી પીતાં.

આ શિબિકામાં સ્વારી કરનાર, રાય કમલલોચનની એકની એક કન્યા રત્નમયી હતી. રત્નમયી સાસરે જતી હતી. સાથે પાલખી ઉચકનારા આઠ ભોઈ અને માત્ર ચાર જણ શરીરરક્ષી સિપાઇ હતા.

કમલલોચન જાણતો હતો કે, "તેપાન્તર" ની સીમમાં લુંટારાઓનો ભય છે છતાં બીજી તરફ એના મનમાં એવી એક ભુલભરેલી ખોટી ધારણા પણ હતી કે, લુંટારાઓ મ્હારા નામની બ્હીકથી ધ્રુજી ઉઠશે. એટલા માટેજ ત્હેણે કન્યાની સાથે ચાર સિપાઇઓ શિવાય બીજા વધારે શરીરરક્ષી આ-પવાની જરૂર યોગ્ય માની નહતી.

ભવિષ્યને કોઈ ખંડિત કરી શકતું નથી. જે બનનાર હોય છે તે નિ-શ્ચય બનેજ જાય છે. કારણ ભાગ્યના લેખ મિથ્યા નથી થતા. પૂર્ણબ્રહ્મ નારા-યણે લીલાને મિષે નર રૂપે ઘણીએ વાર ભૂમિ ઉપર અવતાર ધર્યા હતા, ત્હેમને પણ આ ભાગ્ય—લિપિને આધીન રહીને કાર્ય કરવું પડયું હતું. દૈવ—પુરૂષ પ્રયત્ન કરતાં વધારે શક્તિવાન છે. મનુષ્ય સામર્થ્યમાં, દ્રવ્યમાં, પદગૌરવમાં ગમે એટલો મ્હોટો ભલે ને હો, પુરૂષપ્રયત્ન ઉપર ત્હેનો વિશ્વાસ ભલે જોઇએ તેટલો હો, પણ ત્હેને અદષ્ટના ચરણને નમીને ચાલવું જ પડે છે. એકાએક સામટા આવતા વાવાઝોડાની માફક, અદષ્ટની શક્તિએ ઘણા પ્રબળ વેગથી

આવીને પુરૂષપ્રયત્નની ઉજ્વલ પ્રભાને ઘડીકેકમાં મ્લાન કરી નાંખી છે, એવાં દષ્ટાંત ઘણા લાંબા કાળથી ચાલ્યાં આવે છે.

અહિંઆં પણ તેમજ થયું. કમલલોચનરાય ચૌધુરી ઘણો દાંભિક માણસ હતો. પોતાની શક્તિમાં હેને હદપાર વિશ્વાસ હતો. એટલાજ માટે દૈવે હેની પ્રતિકુલતા કરી. કે કે, હેણે માત્ર ચારજ સિપાઇ સાથે આપીને પોતાના પુરૂષત્વ ઉપર વિશ્વાસ રાખીને, આ ભયાનક ખરાબ દિવસે કન્યાને સાસરે મોકલી હતી. કેમ મોકલી હતી, તે સમજાવવાને માટે હવે આપણે રત્નમયી અને હેના સ્વામી સંબંધી પહેલાંની થોડીક વાત કહીશું.

રાય કમલલોચન ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિનો હતો. એટલા માટે હેણે કુલીન જમાઇ શોધ્યો હતો. તે વખતના કુલીન, સન્માનમાં ઘણા ઉચ્ચ છતાં પણ દ્રવ્યની બાબતમાં લગભગ દરિદ્ર હતા. એટલા માટે ધનવાન કમલલોચન રાયનો જમાઇ હરપ્રસાદ રૂપ, ગુણ અને કુળમાં શ્રેષ્ઠ હોવા છતાં પણ દ્રવ્યહીન સાધારણ સ્થિતિનો માણસ હતો. આ હરપ્રસાદ કુલમર્યાદામાં ઉત્તમ અને દરિદ્ર છતાં પણ સ્વમાનને સમજતો હતો. તે કોઇ પણ રીતે સસરાના અન્નના દાસ થઇને સાસરે રહેવાને અથવા પત્નીને હેના બાપને ઘેર રાખવાને રાજી નહતો.

હરપ્રસાદના કુટુંબમાં હેની વૃદ્ધા માતા શિવાય બીજું કોઇ નહતું. વૃદ્ધાને ત્રણ છોકરા હતા. બે હરપ્રસાદની પ્હેલાં જન્મ્યા હતા. પણ યમરાજે તેમને વધારે વખત આ મર્ત્યલોકમાં રહેવા દીધા નહતા. વૃદ્ધાનું છેલ્લું સંતાન આ હરપ્રસાદજ હતો અને તેથી હેની માતાને તે ઘણા આદરનું પાત્ર હતો.

વૃદ્ધાની મ્હોટી ઇચ્છા એ હતી કે, હેના એકના એક પુત્રની વહુ આવીને હેનું ઘર માંડે, હેની સેવા કરે, હેની રસોઇ કરે, હેના દેવ શાળિગ્રામની પૂજાની સામગ્રી તૈયાર કરી આપે, કોઠારમાંથી અનાજ ક્હાડે, ચોખા વગેરે ધાન છડી કરીને સાફ કરે અને રસોડામાં અન્નપૂર્ણા રૂપે વિરાજી રહે. પણ વૃદ્ધાની આ અસંખ્ય આકાંક્ષાઓમાંની એક પણ પૂરી ન થઇ. કારણ કે, હેનો વ્હેવાઈ ધનવાન્ અને જમીનદાર કમલલોચન રાય, હેની એકની એક પુત્રીને આવા દરિદ્ર જમાઇને ઘેર મોકલવાને પ્હેલ પ્હેલાં ઘણોજ નારાજ હતો.

દોષ માત્ર એકલા કમલલોચનનોજ હતો એમ નથી. કમલલોચન પોતે જેવો દાંભિક હતો તેવીજ હેની પત્ની ઉલ્ટી હેનાથી વધારે દાંભિક હતી. હેની પત્ની હંમેશાં ક્હેતી કે,—"મ્હારી દીકરી છાણથી ઘર લીપે, વાસણ

માંજે, નોકરડી અને રસોઇઅણનું કામ કરે, ઝુંપડા જેવા ઘરમાં રહે! એવી જાતનું નશિબ લઇને એ મ્હારે ત્યાં નથી અવતરી." પિતા માતાની આવી નઠારી કેળવણીના દોષથી, પુત્રીની મતગતિ પણ એમના જેવી જ થઇ ગઇ હતી.

એક દિવસ કમલલોચનને જમાઇ હરપ્રસાદને બોલાવીને કહ્યું, "હરપ્રસાદ! ત્હમે જ્યારે મ્હારા જમાઈ થયા છો, ત્યારે જાણજો કે ત્હમારૂં ભાગ્ય ઘણું પ્રસન્ન છે. મ્હારે કાંઈ બીજાં સંતાન નથી. એક માત્ર આ કન્યા છે. મ્હારો દેહ પડયા પછી, ત્હમેજ મ્હારી મિલકતના અધિકારી થશો. બ્રાહ્મણ પંડિતના સંતાન ત્હમે, જમીનદારીના કામનું કંઇજ જાણતા નથી. હું ત્હમને આખો વખત પાસે રાખીને કામ શીખવવા માગું છું-એટલા માટે ત્હમારે અહિં હંમ્મેશ રહેવું જરૂરનું છે. હું ત્હમારે પારકો નથી. "यस्य-कन्या-विवाहित" એ સૂત્ર પ્રમાણે હું ત્હમારો પિતૃતુલ્ય છું. એટલા માટે મ્હારી વાત સાંભળવી તેજ ત્હમારૂં કર્તવ્ય છે. હું કુલીનતાનો મ્હોટો પક્ષપાતી છું, તેથીજ ત્હમારા જેવા ગૃહસ્થ ઘરના પુત્રને મ્હારી સુન્દર કન્યા મ્હેં અર્પણ કરી છે."

સસરાની આ અભિમાનભરી વાતો, સ્વતંત્ર હૃદયના, ઉન્નત મનના, હરપ્રસાદને બહુ સારી લાગી નહિં. એથીજ ત્હેણે કહ્યું, "જમીનદાર થવાની કોઇ ઇચ્છાજ મ્હને નથી. ગરીબને ઘેર જન્મ્યો છું, એનેજ હું ભાગ્ય માનું છું. જે કામમાં પ્રજાને પીડા આપવી પડે, પ્રજાનો પૈસો ચુસી લેવાનો હોય, ઠગાઇ, લુચ્ચાઇ, જુઠી વાતો વિગેરે પાપને જીંદગીના નિત્યના સાથી બનાવવા પડે, તે કામને માટે હું તૈયાર નથી. પવિત્ર ઉપદેશ વાણીથી ગાજી રહેતા, ઉચ્ચ અભિલાષાઓ વિનાના પૂણ્યમય ગૃહકેંદ્રમાં મ્હારૂં જન્મથી પાલણ પોષણ થયું છે. મ્હારા સ્વર્ગસ્થ પિતાની જે કેળવણીથી મ્હારૂં હૃદય વિભુષિત થયું છે, તેનાથી અન્યથા હું જીવતાં લગી કરી શકીશ નહિં, સસરાને ત્યા ઘરજમાઈ થવાથી માણસ ચંડાલથીએ અધમ બને છે, એ વાત એમના જ મુખેથી મ્હેં સાંભળી છે. આપની દરખાસ્તને હું જરા પણ સંમત નથી. એટલા માટે માફ કરશો."

મ્હોં ઉપર આવો દર્પભર્યો ઉત્તર સાંભળીને દાંભિક કમલલોચનરાય જમાઇ ઉપર ઘણો જ ક્રોધાયમાન થયો. ત્હેણે ધાર્યું, કુલીન થયો તેમાં શું થયું, પંડિત હોય તેમાં શું, મ્હેં એક મૂર્ખ માણસને જમાઈ બનાવ્યો છે. બીજી જાતના મુર્ખ લોકોની મુર્ખતાની કાંઇક સીમા હોય છે, આને હું જોઉં છું કે તે પણ નથી. એવો અભાગી એ છે કે હાથમાંની લક્ષ્મીને પગે

ઠેલવા ઇચ્છે છે. એથી કરીને આવા ભાન અને અક્કલ વિનાના જમાઈના સહ-વાસમાં, હું મ્હારી લાડઘેલી કન્યાને દુઃખ ભોગવવા આપવા તૈયાર નથી.

કમલલોચન રાય, જમાઇના આવા દંભ ભરેલા ઉત્તરથી ક્રુદ્ધ થઇને કશું પણ બોલ્યા ચાલ્યા વિના તે જગ્યાએથી ચાલ્યો ગયો.

ત્યાર પછી એવી એક બીજી બાબત બની કે, જેને માટે અભિમાની હરપ્રસાદે હમ્મેશને માટે સસરાના ઘરની વિદાય લીધી અને સાસરાની સાથેને‌ા સંબંધ ટાળી દીધો.

એ દિવસનો બનાવ તે આ પ્રમાણેઃ એક દિવસ રાત્રે હરપ્રસાદ જમવા બેઠો હતો. ત્હેની સૌન્દર્યમયી પત્ની રત્નમયી, પાસના પલંગ ઉપર પગ લટકતા રાખીને બેઠી હતી. હરપ્રસાદને જમવાને માટે જમીન ઉપર બેસાડયો હતો.

આત્મસન્માનના અભિમાનવાળા હરપ્રસાદે જોયું કે, મ્હેટા માણસની કન્યા રત્નમયી, ત્હેની ધર્મ–પરિણીતા–ભાર્યા, ખાટલા ઉપર બેસીને પગ હીલોળે છે–અને પોતે નીચે જમીન ઉપર બેસીને આહાર કરે છે. આ બાબતને ત્હેણે ત્હેની અભિમાની પત્નીના અવગણનાના ભાવ તરિકે ગણી લીધી.

ત્હેણે જમવાનું બંધ કરીને સ્હેજ ચીડાયલે અવાજે કહ્યું, " રત્નમયી ! " રત્ને જવાબ ન આપ્યો.

હરપ્રસાદ ક્રોધમાં આવીને બોલ્યો, " ત્હારે કાલેજ મ્હારી સાથે મ્હારે ઘેર આવવું પડશે. "

" કેમ ? શા અપરાધથી ? "

" અપરાધ કંઇજ નહિં. તું મ્હારી ધર્મ–પરિણીતા પત્ની છે. મ્હેં અગ્નિ સાક્ષી રાખીને નારાયણ સન્મુખ પ્રતિજ્ઞાથી બંધાઇને, ત્હને સહધર્મિણી રૂપે ગ્રહણ કરી છે. "

" આ વાત તો ત્હમારે મ્હોંયે ઘણીએ વાર સાંભળી છે. સાંભળી સાંભળીને મ્હારા કાન પણ બ્હેરા થઇ ગયા. "

" જ્યાં સુધી હું જીવીશ, જ્યાં સુધી હું ત્હને પત્ની કહીને સ્વીકાર કરતો ચાલીશ, ત્યાંસુધી ત્હારે આ વાત સાંભળવી પડશે. "

કહેવાની જરૂર નથી કે, રૂપાના થાળમાં પીરસેલી અનેક જાતની સુસ્વાદ આહારની સામગ્રીમાંથી એક રજ જેટલું પણ હરપ્રસાદ ખાતો નહતો. ત્હેની કોમળ આંગળીઓની અંદરનો રોટલીનો કટકો એમને એમ એની આંગળીઓમાં જ ઝલાઇ રહ્યો હતો. પત્નીના તોછડાઇ ભરેલા આવા ઉત્તરથી ત્હેની જમવાની ઇચ્છા એકીવારે ચાલી ગઇ હતી. ત્હેના મગજમાં વીજળીનો

પ્રવાહ વહેતો હતો. જે ત્હેની ધર્મપત્ની, શાસ્ત્રમત પ્રમાણે આજ્ઞાની અનુગામિની, સેવાની દાસી, હુકમની તાબેદાર, ત્હેને મ્હોંયે આવી જાતનો ઉત્તર! દિવસનો વખત હોત તો રત્નમયી જોઈ શકત, હરપ્રસાદનું ગોરૂં મુખ ક્રોધથી રાતુંચોળ બની ગયું છે. ત્હેનાં ચક્ષુ બન્ને વાઘની માફક ચળકે છે. પોતાને કાબુમાં રાખવાની શક્તિ હરપ્રસાદના હાથમાં પૂરેપૂરી રીતે હતી તેથીજ ત્હેણે ધીરજ ધારણ કરીને રત્નમયીની આ તીવ્ર વાક્યજ્વાળા સહન કરી લીધી.

હરપ્રસાદને જમતો બંધ જોઇને રત્નમયી બોલી, "ખાવ તો ખરા-ત્યાર પછી જે બોલવું હોય તે બોલજો."

ક્રોધે ભરાયલો હરપ્રસાદ બોલ્યો, "પ્હેલાં વાતનું નિરાકરણ થવા દે. ત્યાર પછીજ અન્ન હું ગ્રહણ કરીશ."

રત્નમયીએ કહ્યું, "બે શબ્દમાં તો આ વાતનું નિરાકરણ થઈ શકે. એક "હા" અને "ના' ની અંદરજ કેટલી મ્હોટી મ્હોટી બાબતોનો ફેંસલો થાય છે."

"સારી વાત! મ્હારી આજ્ઞા છે કે, તું આ ઠેકાણે રહેવા પામીશ નાહં. તું આવતી કાલે સ્હવારે મ્હારી સાથે કુન્દપુર આવીશ કે નહિ?"

કુન્દપુર કમલલોચન રાયના રહેવાના સ્થાનથી ત્રણ કોસ દક્ષિણે હતું. આજ ઠેકાણે હરપ્રસાદનું ઘર હતું.

રત્નમયીએ કહ્યું, "પિતાની રજા શિવાય હું આવી શકીશ નહિં."

"ત્હારા પિતાએ ત્હને મ્હારે પગે પડીને મ્હને અર્પણ કરી છે. હવે તું સંપૂર્ણ રીતે મ્હારી આજ્ઞાને આધીન છે. શાસ્ત્ર કહે છે કે,-સ્ત્રીઓને માટે સ્વામીની આજ્ઞા એજ શ્રેષ્ઠ આજ્ઞા છે. સ્વામી મહાગુરૂ છે."

રત્નમયી આ શબ્દોથી ઘણી ગુસ્સે થઇ. તે માત્ર સોળ વર્ષની કિશોરી હતી. "પગે પડીને ત્હારા પિતાએ ત્હને અર્પણ કરી છે."-એ વાક્યથી તે ઘણી ક્રોધે ભરાઇને બોલી,-"એમ જો ન કર્યું હોત તો આજ ત્હમે જમીનદારના જમાઇએ થયા ન હોત. બીજે માળે છપ્પરખાટ ઉપર નિરાંતે બેસી રહેવા પામો છો તે ન પામત. હું જઉં છું. જઇને પિતાને ત્હમારા ગુણની આ બધી વાત કહી દઉં છું. નક્કી જાણજો કે,-કુંભાર માટી માથા પર લાવીને, ફરીને એની એજ માથાપરની માટીને પોતાના પગની નીચે ખુંદે છે."

રત્નમયી તે ખંડમાંથી ચાલી ગઇ. હરપ્રસાદ મર્મભેદી એક ઉંડો નિ-શ્વાસ મુકીને બોલ્યો, "નારાયણ! આ બધું શું? હું શું સાંભળું છું? આ શું મ્હારી પરિણીતા ભાર્યા! ના-આ પાપપુરીમાં હવે હું અન્ન લઇશ નહિં.

આ ઘરમાં હવે એક રાત પણ હું રહીશ નહિ. હમણાંજ આ નરક સ્થાનનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ."

હરપ્રસાદ જમ્યા વિના, પિરસેલા અન્નનો ત્યાગ કરીને ઉભો થયો. ઉદ્વિગ્ન મનથી આચમનાદિ કર્યું. ત્યાર પછી એકલું માત્ર ઉપવસ્ત્ર ખભે નાખીને, જોડા પગમાં પ્હેરી લઇને જેવો ખંડની બહાર જતો હતો, એવામાં ત્હેણે જોયું કે ત્હેનો સસરો કમલલોચન રાય ત્હેની સ્હામે ઉભો છે.

કમલલોચનના મ્હો પરનો ભાવ જોઇને હરપ્રસાદ સમજ્યો કે, ત્હેની ગુણવતી ભાર્યાએ ત્હેની વિરૂદ્ધ અનેક જાતની વાતોથી ત્હેને ઉશ્કેર્યો છે.

કમલલોચને ક્રોધ સાથે જમાઇને કહ્યું,–" શું બાબત છે હરપ્રસાદ? ઉપવસ્ત્ર લઇને ત્હમે આ રાત્રે કયાં જાવ છો?"

હરપ્રસાદે થડકતા અવાજે કહ્યું, " ધનવાનની હવેલીમાં મ્હારૂં સ્થાન થશે નહિં. ધનવાનની વાચાળ છોકરી સાથે લગ્ન કર્યાથી મ્હારૂં જીવન વિષમય થયું છે. ધર્મપત્નીની અયોગ્ય વાકયગંજના સહન કરીને, સસરાને ત્યાં અન્ન ભોજન કરવું તે, ચંડાળનું કામ છે. જેને એક સહજ માત્ર પણ સ્વમાન છે તે તો કરી શકે નહિં. આપ મ્હને હમ્મેશને માટે વિદાય આપો."

કમલલોચન હરપ્રસાદના સ્પષ્ટ બોલવાથી ઘણો જ રોષે ભરાયો. બીજું કોઇ હોત તો કદાચ સમજત કે, હરપ્રસાદ યોગ્ય વાતજ બોલ્યો છે. પણ આત્મઅભિમાનવાળો, પૈસાના મદથી ગર્વિત ચિત્તનો જમીનદાર કમલલોચન જમાઇની મર્મવેદના એક તલમાત્ર પણ ન સમજતાં રોષભર્યા અવાજે બોલ્યો,–" હાથમાંની લક્ષ્મીને જે પગ વતી ઠેલીને હડસેલી મુકે છે, ત્હેના જેવો મોટો મૂર્ખ આ જગતમાં બીજો કોઇ જ નથી. હવે પછી હું ધારૂં છું કે કાં તો લુંટ ચોરી કરીને, કે કાં તો બારણે બારણે ભીખ માગીને, ત્હમારે દિવસો ગુજારવા પડશે. કુલિનતાના છળમાં ભુલીને ત્હમારા જેવા દાંભિક ભિક્ષુકને કન્યા આપીને હું હવે સમજું છું કે, મ્હેં મ્હોટી ભૂલ કીધી છે. પણ એ ભૂલ સુધારવાનો હવે ઉપાય નથી. જો જો હરપ્રસાદ! દારૂણ દુર્દશામાં આવીને પેટની આગથી બળતા, ત્હમારે ફરીથી મ્હારે જ બારણે એક દિવસ પાછા આવવું પડશે અને એ વાત પણ નક્કી માનજો કે હું મ્હારી લાડમાં મ્હોટી કરેલી, સ્નેહની પુતળી, એકની એક કન્યાને ત્હમારી જીર્ણ ઝુંપડીમાં કદિ પણ મોકલીશ નહિ."

હરપ્રસાદ સિંહની માફક ગર્જના કરીને બોલ્યો,–" જોઇ લેવાશે ક્યાં સુધી શું થાય છે! તો આપ પણ એ વાત યાદ રાખજો કે ભગવાનના આ ન્યાયના રાજ્યમાં, અન્યાય હંમ્મેશ ટકી શકતો નથી. એક દિવસ એવો પણ

આવશે કે, જે દિવસે આપ આપની ગરજેજ આપની કન્યાને મ્હારી જીર્ણ ઝુંપડી ઉપર પોંચડાવી દેશો."

ઉપર લખેલા વિવાદ પછી છ વરસ વીતી ગયાં છે. કમલલોચને હરિપ્રસાદને પોતાને ત્યાં ફરીથી લાવવા માટે અનેક યત્ન વિનંતિ કર્યા હતાં, પણ તેમાં તે સફળ થયો નહતો.

રત્નમયી છ વરસ પછી પૂર્ણ યૌવનાવસ્થાએ પોંચી છે. ગાળેલા સોના સમા તકતકતા ત્હેના રૂપમાં–વસંતના સ્નિગ્ધ સૌન્દર્યનો પૂર્ણ વિકાસ હતો. ત્હેની વાત જાણે વીણા વાંસળીના પંચમનો ઝંકાર. દેહનું એ ભરપૂર સૌન્દર્ય જોતાં લાગે કે, જાણે ભાદ્રની ભરેલી નદીમાં બન્ને કિનારાને ડુબાવી દેતા તરંગના ઉચ્છવાસ ઉઠે છે.

સમયના જેવો સુશિક્ષક બીજો કોઇ નથી. આ સમયજ જ્ઞાન આપનારો ગુરૂ છે. સમયજ માણુસની અપરિપક્વ બુદ્ધિને પાકી કરે છે. આ સંસાર ચક્રની છળના અને દગાબાજીની અંદર પડીને, જે માણુસ બધી વખત બાજી હારતો આવ્યો છે, તે આ સમયનાજ શિક્ષાબળથી જીતનો માર્ગ શોધી કહાડે છે,-સરલ હૃદય અને ઉન્નત મન હોવાને માટે, જેઓ આ દુષ્ટ દુનિઆના લોકોદ્વારા ડગલે ને પગલે જુદી જુદી બાબતમાં નુકશાન પામતા આવ્યા છે, તેઓ આ મહાગુરૂ સમયની કૃપાથીજ પોતાની સ્થિતિ સમજીને ચાલી શકે છે.

આ સમયનાજ શિક્ષાબળથી મૂર્ખ પંડિત થાય છે,–પાપી પાપનો માર્ગ ત્યાગ કરીને પૂણ્યનો રસ્તો ઝાલે છે, પ્રપંચી પરોપકારી થાય છે–અને આ સમયનાજ લાંબા વખત સુધીની કઠોર શિક્ષાના ગુણથી દરેક જણ સમજી શકે છે કે, આ સંસારમાં કયે માર્ગે ચાલવાથી ખરાં સુખશાન્તિ મેળવી શકાય છે.

રત્નમયીની અત્યારે આ સ્થિતિ થઇ છે. છ વરસ તે અડધો યુગ! આ અડધા યુગના શિક્ષણુના ફળથી તે ઘણીક વાતો શીખી છે. તે સમજી છે કે, પિતાના ઘરના રાજભોગ કરતાં, ગરીબ સ્વામીને ઘેર દાસીપણું પણ ત્હેને માટે હજારો દરજ્જે સારૂં છે.

ત્હેના યૌવન સુખથી ઉદ્દીપ્ત હૃદયમાં, જે એક પૂર્ણુતા હતી,–તે જાણે આ છ વરસમાં શૂન્ય થઈ ગઇ છે. ત્હેને જાણે સમજાયું કે,–જે ત્હેનો તદ્દન પોતાનો, જેણે હેનું હૃદય–મંદિર પ્રકાશિત કર્યું હતું–જે ત્હેના હૃદયરૂપ રત્નમંદિરનો ઉજ્વલ દેવ, તે જાણે હંમેશને માટે ત્હેનું હૃદય અંધકારમય કરીને ક્યાંય ચાલ્યો ગયો છે.

ઐશ્વર્યમાં સુખ નથી, ભોગમાં આરામ નથી, દાસ દાસીની પરિચર્યામાં તૃપ્તિ નથી, માતા-પિતાના આદરભર્યાં મિષ્ટ વાક્યોમાં સુખ નથી, ઘણા મૂલ્યવાન અલંકારોથી દેહ સજાવ્યા છતાં આનન્દ નથી, એકાદ સારૂં કપડું પ્હેરવાથી પણ તૃપ્તિ થતી નથી. આ કેવી વિષમ જ્વાળા!

આ સમયવ્યાપી શિક્ષણથીજ બધું સમજીને, હૃદયની જ્વાળાથી, અનુતાપથી બળતા ચિત્તે પોતાના મનની સમસ્ત વાત ત્હેણે પોતાની માતા આગળ એક દિવસ સાહસની સાથે કહી દીધી. ગૃહિણીએ પણ દસ ગણું તેમાં ઉમેરીને, વ્યાજ મુદ્દલ સાથે તે બધી પતિને કહી સંભળાવી. પતિ, આટલો મ્હોટો મહાપ્રતાપશાળી કમલલોચન રાય, ગૃહિણીના સાલ્લાના પાલવે બંધાયલો મુગ્ધ જીવ હતો. આ સંસારમાં અનેક પતિઓની દશા આવી જ છે! એકલા કમલલોચનનો અપરાધ શું? એથી કરીને આ બાબતમાં પતિનો મત મેળવતાં ગૃહિણીને ઝાઝીવાર લાગી નહિં. રત્નમયીએ ત્હેની માને જે કહ્યું હતું, ત્હેનો સાર મર્મ આ પ્રમાણે છેઃ-"વૈભવની તૃષ્ણા, અને ધનિક કન્યાની સ્વભાવસિદ્ધ મ્હોટાઇની પરિતૃપ્તિ આ સંસારમાં મ્હને પૂરેપૂરી રીતે મળી ચુકી છે. એક દિવસ નહિં સમજી શકીને જે મહાપાપ મ્હેં કર્યું હતું, ત્હેનું ગુરૂત્વ હું હવે આજે બરાબર રીતે સમજી શકું છું. ગરીબ સ્વામીનું દાસીપણું કરવામાં જે સુખ છે, તે ધનવાન પિતાને ઘેર રાજકન્યાની માફક રહેવામાં નથી. હું મ્હારે સાસરે જવા ઇચ્છું છું. માટે ત્હમે તરત જ એકાદ દિવસ સારો જોઇને મ્હને મ્હારે ત્યાં મોકલાવી આપવાની ગોઠવણ કરશો. મ્હારી આ વાતને જો તમે નહિં સાંભળો તો, પછી કાં તો હું તળાવમાં પડીશ અને નહિ તો પછી વિષ ખાઇને આત્મહત્યા કરીશ."

એટલા જ માટે જમીનદાર કમલલોચન ચૌધુરીએ, પોતાના પુરોહિત વાચસ્પતિ શર્માને બોલાવીને શુભ દિવસ જોવડાવીને કન્યાને સાસરે મોકલી હતી. પાલખી જ્યારે "તેપાન્તર"ની સીમમાં પ્હોંચી હતી, અંધકાર જ્યારે વિશ્વને વીંટી લેતો હતો,-ભોઇ લોકોએ જ્યારે આગળ નહિં ચાલી શક્યાથી એક વિશાળ વડના ઝાડ નીચે પાલખી મુકી હતી-એ જ વખતે એકાએક સુડસુડ કરતા લગભગ પચીસ ત્રીસ લુંટારાઓએ, તે ઝાડ ઉપરથી નીચે કુદી પડીને ભારે હોંકારા કરતે કરતે પાલખીને ઘેરી લીધી!

## પ્રકરણ ૨ જું.

---

### આમિલદારની કન્યા લુંટારાના કબજામાં.

લુંટારાઓ પાલખીને ચારે બાજુથી ઘેરી વળતાં, ઉચકનારાઓ તે પાલખીને ફેંકી દઇને ઉંચે શ્વાસે જેને જે તરફ ફાવ્યું તેમ નાસી ગયા. લુંટારાઓએ ત્હેમને પકડવાને માટે જરા પણ પ્રયત્ન ન કર્યો. ત્હેનું કારણ એકે, સ્હામેજ મહાવેગથી વહેતી એક નદી હતી. તેઓ જાણતા હતા કે સીમની નજીકના ઘાટ ઉપર આજકાલ કોઇ પણ માછી લોક તેમના ભયથી નૌકા લઇને આવતા નહિં. એક પારથી બીજે પાર જવાનો વ્યવહાર જોવા જતાં એક રીતે તદ્દન બંધ થઈ ગયો હતો અને પૂર્વ પશ્ચિમ તરફનાં જંગલ તો તેમનાજ કબજામાં હતાં. લુંટારાઓના સરદારે ધાર્યું કે, જ્યારે નદી પાર થવાનો કોઇ ઉપાય નથી, તો ઉંચકનારા ભોઇલોકો નાસીને જશે કયાં? તેઓ ભલેને ગમે ત્યાં જાય-ફરીને તેઓ મ્હારાજ માણસોના હાથમાં પાછા સપડાઈ જશે.

જે ચાર સિપાઇઓ કમ્મરે તરવાર બાંધીને પાલખીની સાથે આવ્યા હતા, તેમાંના બે જણ ભયંકર રીતે હુમલો ખાઇને, તેજ વેળાએ તેજ જગ્યાએ ભૂમિશાયી થયા. ત્હેમનું શોચનીય પરિણામ જોઇને, બીજા જે બે જણ હતા, તેઓ પલાયનનો યત્ન કરતાં તરતજ લુંટારાઓના હાથે કેદ પકડાયા.

ઘણી જ સ્હેલાઇથી કાર્ય પૂરૂં થયું. રત્નમયી પાલખીનો પડદો આઘો કરીને, આ બધો બનાવ જોતી હતી. સિપાઇઓને ઝુઝતા દેખીને, પ્હેલાં તો ત્હેને સ્હેજ હિમ્મત આવી હતી ખરી, પણ ત્હેમનું પરિણામ જોઇને તે ઘણી જ ભય પામી.

લુંટારાના સરદારને પોતાનાં માણસો સહિત પાલખીની તરફ આવતો જોઇને રત્નમયી આ ભયાનક સ્થિતિમાં પણ હિમ્મત રાખીને પાલખીની અંદરથી બહાર આવી.

કેવું નયનમનમોહન રૂપ એ! લુંટારાઓએ પાસે આવીને જોયું કે, ચંપક કળિના જેવી એ દેહજ્યોતિએ જાણે ચારે દિશા પ્રકાશિત કરી મુકી છે. એ ઘનસ્યામ ચક્ષુતારામાંથી જાણે અગ્નિના ભડકા ઉઠે છે, ભયથી એ ફુલેલા હોઠ બન્ને મૃદુ વેગથી ધ્રુજ્યા કરે છે. એ રૂપ જોતાં લાગે કે,-મહેશ મોહિની ગૌરી જાણે સાક્ષાત્ મૂર્તિ ધારણ કરીને, એ સીમને ઉજ્વલ કરીને ઉભા રહી છે.

લુંટારાનો સરદાર રત્નમયીની નજીક જઇને બોલ્યો, "કોણ છે તું?"

રત્નમયીએ પ્હેલાં ધાર્યું કે, ખરી ઓળખાણ આપવાની જરૂર નથી, એક ખોટી ઓળખાણ આપું. પણ બીજી જ ઘડીએ ત્હેણે ધાર્યું કે,—ત્હેનો પિતા ફોજદાર સાહેબનો જમણો હાથ છે. ત્હેના નામની હાકથી વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે, ત્હેનું નામ દેતાં લુંટારાઓ ભય પામીને કદાચ પાલખીને છોડી પણ દે.

પણ રત્નમયીએ જે ધાર્યું હતું, તે બરોબર નહતું. લુંટારાઓએ જાણી બુજીને જ આ પાલખી રોકી હતી. તોપણ આ સંદેહનું એકીવારે નિરાકરણ કરવાને માટે રત્નમયી દર્પભર્યા સ્વરે બોલી, “હું જમીનદાર કમલલોચન રાયની કન્યા છું.”

“સાચું કહે છે? કોઈ રીતે છેતરતી નથી ને?”

“ના. સાધારણ લુંટારા સાથે જમીનદાર–કન્યા રત્નમયી ખોટી વાત કરવાની ઇચ્છા નથી રાખતી.”

લુંટારાના સરદારે, ત્હેના એક સાથી તરફ નજર કરીને કહ્યું–“ત્યારે ઠીકજ થયું છે. મા કાલી, આપણને સહાય છે. છતાંયે એ સંબંધી જે કંઇ સંદેહ હજી પણ રહ્યો છે તે પેલા કેદ થએલા બે સિપાઇઓની મારફતે દૂર થઇ શકશે.”

સરદારની આજ્ઞાથી રત્નમયીના બન્ને સિપાઇને બાંધેલી સ્થિતિમાં કોઈ બીજે ઠેકાણે લઈ જવામાં આવ્યા હતા. સરદારે ત્હેના એક સાથીના કાનમાં કહ્યું–“જા તેમની પાસેથી પાલખીમાંની આ રમણીની ઓળખાણ બરોબર રીતે જાણી લાવ.”

તે માણસ ચાલ્યો જતાં, રત્નમયી દસ્યુ સરદારને સંબોધીને નિડર સ્વરે બોલી, “ત્હમારે શું જોઇએ છે? મ્હારા આ બહુમૂલ્ય અલંકારની પેટીજ જો આ લુંટનો હેતુ હોય તો, તે હું વિના બોલેચાલે ઉઘાડી આપું છું. એ શિવાય મ્હારા શરીર ઉપર જે કાંઈ ઘરેણાં છે, તે આપવાને માટે પણ હું ના નથી પાડતી. અમને ત્હમે છોડી મુકો. મ્હારા ભોઈ લોકોને બોલાવી મંગાવો. તેઓ મ્હને મ્હારા પિતાને ઘેર પાછી પોંચાડી આવશે.”

સરદાર મજાકપૂર્વક બોલ્યો, “ત્હમને છોડી મુકવાને માટે જ અમે આટલો પરિશ્રમ કર્યો હશે! આવી સ્હેલી વાતને સમજવાને કમલલોચન-રાયની કન્યાને આટલી બધી વાર થાય છે, એ જ એક મ્હોટી આશ્ચર્યની વાત છે! સુંદરી! ત્હારા અલંકારને માટે આ લુંટ કરવામાં નથી આવી. હું ત્હને જ ઇચ્છું છું. ત્હારા પિતા જમીનદાર કમલલોચન રાયે, ત્હેની જમીન-દારીમાંથી મ્હારાં ઘર ચાલ વિગેરે તોડીને પાડી નાંખ્યું છે. મ્હારૂં ઘર સળ-

ગાવ્યું છે. મ્હારી ટોળીનાં માણસોને ફોજદારના સિપાઇઓની સહાયતાથી, આ એક વરસ કરતાં વધારે થયું, હેરાન કરતો આવે છે. સાંભળ્યું છે કે ત્હેની જ સલાહથી ફોજદારે મ્હારા માથાનું મૂલ્ય પાંચ હજાર રૂપિઆ ઠરાવ્યું છે અને ત્હારો પિતા મ્હારા માથાને ફોજદારના હાથમાં મેલીને, યશ ખાટવાના અને આ પાંચ હજાર રૂપિઆ હાથમાં મેળવવાના યત્નમાં છે. પરંતુ એના એ પ્રયત્નને ધૂળમાં મેળવવા માટે, આજ બે મહિના થયા મ્હેં ત્હારા ગામમાં જાસૂસો રાખ્યા હતા. ત્હેનું ફળ આજે ફળ્યું છે. હવે મ્હને ઇચ્છા થઇ છે કે, ત્હેની એકની એક કન્યાનું જ માથું ત્હેને આ લુંટફાટના નજરાણા રૂપે હું મોકલી આપું."

રત્નમયી આ ભયાનક વાત સાંભળીને મનમાં ને મનમાં ધ્રુજી ઉઠી. ત્યારપછી મનને વશ રાખીને ધીરજપૂર્વક તે બોલી, "જો મારા અલંકારની ત્હમને જરૂર ન હોય તો, પછી મ્હને પોતાને લઇને ત્હમે શું કરવા ઇચ્છો છો?"

દસ્યુ સરદાર દંભ સાથે બોલ્યો, "ત્હેનો આભાસ તો ત્હને આગળ આપ્યો છે. અમે ત્હને મા કપાલિનીની આગળ આવતી અમાવાસ્યાએ બળિ આપીશું. ત્રણ દિવસ પછી અમાવાસ્યા છે. બીજા ત્રણ દિવસ ફક્ત ત્હારૂં આયુષ્ય છે. એકાદ પંડિત બ્રાહ્મણ મળી જતાં વાતજ, ત્હારી જીંદગીનો અંત આવશે. કમલલોચન રાયને પુત્ર નથી! એકની એક કન્યા તું છે. જોઉં છું કે ત્હેની પાપથી મેળવેલી વિષયસંપત્તિ બીજાું કોણ ભોગવે છે."

રત્નમયી આ વાત સાંભળીને ઘણી જ ભય પામી. આતંકથી ત્હેનું આખું અંગ શિથિલ બની ગયું. ઘણો વખત સુધી વિચાર કરતાં પણ કાંઇ ઉપાય તે નક્કી કરી શકી નહિં. મહાકષ્ટે હિમ્મત એકઠી કરીને તે બોલી, "કદાચ હું ત્હમારી સાથે ન આવું તો?"

દસ્યુ સરદાર રાક્ષસના જેવું વિકટ હાસ્ય કરીને બોલ્યો, "હિમ્મત તો ત્હારી કંઇ ઓછી નથી! આટલા લોક અમે છીએ, અને અમારી આંખમાં ધૂળ નાંખીને તું નાસી જઇશ? શક્તિહીન નારી થઇને અમારા જેવા જંગી જવાનની શક્તિની વિરૂદ્ધ ઉભી રહીશ? આશા પણ કંઇ ત્હારી ઓછી નથી! સીધી રીતે નહિ આવે, મ્હારૂં કહેવું નહિ સાંભળે તો અમે ત્હારાં હાથ મ્હોં બાંધીને ત્હને તાણીને લઈ જઈશું."

રત્નમયી ક્રોધભરી બોલી, "સાવધાન! સતીના અંગસ્પર્શથી આગ સળગી ઉઠશે અને એ આગથી ત્હમે બધા બળીને ભસ્મ થશો."

"એ વાત પછીથી સ્હમજી લેવાશે. મા કપાલમાલિની રૂધિરની ઘણી

તરસી થઇ છે. તે દિવસે ત્હેણે મ્હને સ્વપ્ન આપ્યું હતું કે, સર્વાંગે સુંદર એવી સોળ વર્ષની કન્યાના રક્ત વિના, ત્હેની એ રૂધિરપિપાસા કોઇ પણ રીતે તૃપ્ત થવાની નથી. ત્હને હાથમાં મેળવ્યાથી અમારી એ આશા પૂર્ણ થઇ છે અને એ જ સાથે ઘણા દિવસની અમારી પ્રતિહિંસા પણ પૂરી થશે."

"હું બ્રાહ્મણની કન્યા છું! બ્રાહ્મણ–પત્ની છું. ત્હમારી માતા સ્વરૂપ, કન્યા સ્વરૂપ છું. ત્હમે ભુલો છો. વિચાર કરી જુઓ. મા કપાલમાલિની નારી રૂપે, પ્રકૃતિ રૂપે, શક્તિ રૂપે, પૃથ્વી ઉપર અવતરી છે, પોતાના રક્તનું તે કદિ પણ પાન કરે નહિં. મ્હને છોડી મુકો. ત્હમારે પગે પડીને વિનંતિ કરીને કહું છું કે, મ્હને ફરીથી મ્હારા પિતામાતાના સ્નેહમય ક્રોડમાં પાછી ચાલી જવા દો. જીવનમાં મ્હેં કદિ પણ કશું પાપ કર્યું નથી. ફક્ત એક દિવસ સ્વામીની અવમાનના રૂપ એક મહાપાપ મ્હેં કર્યું હતું. એ જ પાપથી આજે મ્હારી આ દુર્દશા—આ કેદ! હું ત્હમને આ અલંકાર અને બીજું પણ ઘણું આપીશ. ત્હમારે માટે, પિતાને પગે પડીને વિનંતિ કરીશ. ત્હેમની એકની એક આદરની પુત્રી હું છું. તે નિશ્ચય મ્હારી વિનંતિથી ત્હમને બધાને ક્ષમા આપશે."

સરદાર બોલ્યો, "ના, ના. એ બધી કાલી કાલી વાતોથી તું અમને ભુલાવી શકવાની નથી. ભવાનીએ પોતે ત્હને અમારા હાથમાં લાવી આપી છે. સ્વપ્નમાંનો ત્હેનો એ આદેશ અમે અક્ષરે અક્ષર પાળીશું. હવે વૃથા સમય ગુમાવવા અમે ઇચ્છતા નથી. ડાહી અને સમજુની માફક પાલખીમાં તું હમણાં જ જઇને બેસી જા. કોઇ રીતે લુચ્ચાઇ કરી તો તરત જ તું આફતમાં આવી પડીશ."

દસ્યુ સરદાર આ ખાલી કહેતો નથી એ રત્નમયી તેના મુખની સ્થિતિ જોઇને જ સમજી શકી. મનની અંદર વિચાર કરીને તે સમજી કે, આની સાથે વાદવિવાદ કરવાથી ઉલ્ટું વધારે અનિષ્ટ થશે. તેના કરતાં વાદાવવાદ કર્યા વિના એની સાથે જવું એ જ યોગ્ય છે. મા કપાલિની, નિશ્ચય એવો કોઇ ઉપાય કરી દેશે કે, જેથી હું ઘણી જ સ્હેલાઇથી મુક્તિ મેળવી શકીશ. જો હું સતી હોઇશ તો એ જ આદ્યશક્તિ કાળિકા જ મ્હારો સતી ધર્મ જાળવશે.

જે બે જણા સરદારની આજ્ઞાથી સિપાઇઓ આગળ રત્નમયીનો ખ ા પરિચય જાણવા ગયા હતા, તેઓ ઘણો વખત થયાં પાછા આવીને સરદારની પાસે ઉભા હતા. સરદાર આટલો વખત રત્નમયીની સાથે કામમાં રોકાયલો

હોવાથી, ત્હેમની વાત ભુલી ગયો હતો. તે હવે તેમને ઉદ્દેશીને બોલ્યો, "કેમ ! શું સાંભળ્યું ?"

તેમાંનો એક જણ બોલ્યો, "સરદાર ! એ સ્ત્રી ખોટું નથી બોલી. ખરેખર એ કમલલોચન રાયની જ કન્યા છે."

સરદારે પછી રત્નમયી તરફ ફરીને કહ્યું "જા ! પાલખીની અંદર બેસી જા."

એ જ વખતે રત્નમયીના મનમાં વર્ષાના વાદળાંથી ઘેરાયલા આકાશમાં વિદ્યુત્‌ના જેવી સહજ નવી આશા ઉગી નીકળી. ત્હેણે મનમાં ને મનમાં ધાર્યું–"જે બે સિપાઇઓ અત્યાર પ્હેલાં નાસી ગયા છે, તેઓ નક્કી મ્હારા પિતાને આ માઠા સમાચાર જણાવશે અને પિતા એ વાત સાંભળતાં જ સિપાઇ મોકલીને મ્હારો છુટકો કરશે. એમ થાય તો વૃથા આશંકાની જરૂર શી ?"

એ જ આશાથી પ્રસન્નચિત્ત થઇને રત્નમયી શાન્ત બાલિકાની માફક પાલખીમાં જઇને બેસી ગઇ.

ઉચકનારાઓને માટે વધારે મુસ્કેલી ખમવી ન પડી. જે ચાર ઉચકનારા, અત્યાર પ્હેલાં નાસી ગયા હતા, તેઓ એ જ ગીચ જંગલના બીજા ભાગમાં લુંટારા ટોળીના કેટલાક માણસો દ્વારા પકડાઇ ગયા હતા. અને એ જ સ્થળે ત્હેમને પાછા લાવવામાં આવ્યા હોવાથી, તેમની જ મારફતે ઉચકનારનું કામ ચાલ્યું ગયું.

---

## પ્રકરણ ૩ જું.

---

### હરપ્રસાદ સપડાયો.

કૃષ્ણપક્ષની ચૌદશ છે. ચારે તરફ ગાઢ અંધકાર છે. સ્હામે, આજુબાજુ, ઉંચે, નીચે, ઝાડ ઉપર, આકાશના પટપર ચારે તરફ કાજળકાળી તામસીની પ્રકટ લીલા વિરાજી રહી છે. એક તો કૃષ્ણપક્ષની ચતુર્દશી, અને તેમાં પાછાં આકાશમાં વાદળાં ઘેરાયાં છે. વચ્ચે વચ્ચે વીજળીના ચમકારા થાય છે. એ જ ક્ષણિકોજ્વલ તીવ્ર જ્યોતિથી ઘડીકેકમાં પૃથ્વીપટનો ઘોર અંધકાર વિલુપ્ત થાય છે ! પ્રકૃતિનો આ સ્તબ્ધ ભાવ જોઇને એમ જણાય છે કે, હમણાં જ વૃષ્ટિ થશે, નહિ તો વટોળ ઉઠશે.

આવા ભીષણ સમયે, રાત્રીનો એક મુસાફર પરસેવાથી ન્હવાઇ ગએલા શરીરે, એ જ સીમની અંદર થઇને, અંધકારરાશિને વીંધીને ચાલ્યો જતો

હતો. એકથી અધિક કોસ માર્ગ ચાલી આવીને, ત્હેને ઘણો જ થાક જણાવા લાગ્યો. મહા મહેનતે કેવળ માત્ર ઉદ્યમ ઉપર જ આધાર રાખીને, તે આ અંધકારમય સીમને માર્ગે ધીરે ધીરે આગળ ચાલ્યો જતો હતો.

સાથી વિનાનો આ મુસાફર ઉજળી ગોરી કાંતિનો એક બ્રાહ્મણ યુવક હતો. ત્હેને કંઠે લાંબુ યજ્ઞોપવિત હતું અને ખભા ઉપર ગડીબંધ ઉપવસ્ત્ર હતું. શિખામાં દેવપ્રસાદિત પુષ્પ હતું. મુખપર તેજ અને પ્રતિભા હતી. માંસપેશી સબળ અને સુદૃઢ હતી. એ સુગઠિત મૂર્તિ જોતાં એમ લાગે કે, તે ઘણો શક્તિશાળી છે.

બ્રાહ્મણના હાથમાં એક ગાંસડી હતી. એ ગાંસડીની ઉપર એક રૂમાલ બાંધેલો હતો. હાથમાં તેલ પાયલી મજબુત અને મ્હોટી વાંસની એક ડાંગ હતી.

ઘણો હિમ્મતવાળો છતાં પણ, સાથી વિનાનો આ બ્રાહ્મણ સ્હેજ ભય પામ્યો હતો. ત્હેનું કારણ બીજું કંઈ જ નહિ, પરંતુ તે જે સીમની અંદર થઈને જતો હતો તે, સર્વજનવિદિત એ જ "તેપાન્તર" ની સીમ હતી. સીમમાં લુંટારાઓનો ભય યથેષ્ટ છે એ તે જાણતો હતો.

આ બ્રાહ્મણ ઘણે દૂરના ગામમાં એક શિષ્યને ઘેર ગયો હતો. શુદ્રની યજમાનગીરી કરનારો આ બ્રાહ્મણ નહતો. કોઈ ધનવાન બ્રાહ્મણ શિષ્ય–પુત્રને ઉપનયન આપીને તે પોતાને ગામ પાછો જતો હતો. ત્હેની એ પોટલીમાં કેટલાંકેક કપડાં, અને દસ રૂપિઆ રોકડા હતા. બીજું હતું, થોડુંકેક અફીણ. બ્રાહ્મણ પોતે અફીણ ખાતો નહતો. પોતાની વૃદ્ધ માતાના ઉપયોગને માટે તે ઉપર કહેલા શિષ્યની પાસેથી તે લાવ્યો હતો. કારણ તે જાણતો હતો કે ત્હેના શિષ્યને ત્યાંથી મળેલા એ દસ રૂપિઆ કરતાં એનીઅફીણ ખાનારી વૃદ્ધ મા આગળ આ અફીણ જ વધારે કિંમતી ગણાશે. તે વખતમાં અફીણ આટલું જલદીથી મળી શકતું નહતું અને રૂપિઆને માટે પણ તેને સ્હેજ ચિંતા થઈ. કારણ એ એકઠા કરેલા દસ રૂપિઆ ત્હેની માતાના કોઈ વ્રતના ખરચને માટે હતા.

ગમે તે ઉપાયે બીજો અડધો કોસ રસ્તો ચાલી શકાય તો જ, તે પોતાના ગામમાં પોંચી જાય. પણ પ્રકૃતિની આ રણરંગિણી મૂર્તિ, અને લુંટારાના ભયે, એ મહાસાહસી બ્રાહ્મણના ચિત્તમાં જાણે સ્હેજ ભયસંચાર કરી દીધો.

બ્રાહ્મણ એક લાંબો નિસાસો નાંખીને બોલ્યો, "માતાના વ્રત ઉદ્યાપનને માટે શિષ્યને ત્યાં પરિશ્રમ કરીને આ દસ રૂપિઆ એકઠા કર્યાં છે. લુંટારા-

ઓ શું એટલા બધા નરાધમ હશે કે, મ્હારૂં કષ્ટથી મેળવેલું આ બ્રહ્મસ્વ પણ ફહાડી લેશે ? અને લુંટારા છે પણ કયાં ? હું શામાટે વૃથા ભયથી મુઝાઉં છું ? લાવ વિપત્તિ-કાળે મધુસુદનનું સ્મરણ કરૂં. એ જ વિપદવારણ જ મ્હને વિપદમાંથી મુક્ત કરશે."

અમર કવિ જયદેવનું દશાવતાર સ્તોત્ર બ્રાહ્મણને ઘણું પ્રિય હતું. તે અસ્ફુટ સ્વરે સુરની સાથે ગાવા લાગ્યો.—

प्रलयपयोधिजले धृतवानसि वेदं,
विहित वहित्र चरित्र मखेदम्;
केशव धृत मीन शरीर जय जगदीश हरे ॥
क्षितिरति विपुल तरे तिष्ठति तव पृष्ठे,
धरणी धरण किण चक्र गरिष्ठे ।
केशव धृत कुर्म शरीर जय जगदीश हरे ॥
वसति दशनशिखरे धरणी तव लग्ना,
शशि निकलंक कले व निमग्ना ।
केशव धृत वराह रुप जय जगदीश हरे ॥
तव कर कमलवरे नखमदभुत शृंगम्
दलित हिरण्यकशिपु तनु भृंगम् ।
केशवधृत नरहरि रुप जय जगदीश हरे ॥
छलयसी विक्रमणे बलिमद्भुत वामन ।
पदनख नीरज नितजन पावन ।
केशवधृत वामन रुप जय जगदीश हरे ॥

એકાએક આ મધુર સંગીત-તરંગમાં વિઘ્ન પડયું ! ઓચિંતા ચાર માણસોએ અંધકારની અંદરથી જીવતી પ્રેત મૂર્તિ જેવા બહાર નીકળી આવીને બ્રાહ્મણને ઘેરી લીધો. તેમાંનો એક જણ કઠોર સાદે બોલ્યો, "કોણ છે તું ?"

બ્રાહ્મણે હિમ્મતની સાથે ઉત્તર આપ્યો, "હું એક બ્રાહ્મણ, વટે-માર્ગુ છું."

"પ્રણામ દેવતા !" કહીને તેમાંનો એક જણ આગળ આવીને બોલ્યો, "દેવનો નિવાસ ?"

"કુન્દગ્રામ. પણ ત્હમે કોણ છો ?"

"હું ભૈરવ છું.

"ભૈરવ ! તેપાન્તરની સીમનો દસ્યુ સરદાર ભૈરવાનંદ !"

"હા પ્રભુ ! સાધુ બ્રાહ્મણનો હું હમેશનો દાસ છું. આપનું ગમન કઇ તરફ થયું હતુ ?"

"શિષ્યને ત્યાંથી હું ચાલ્યો આવું છું."

"એમ હોય તો નક્કી કંઈ દક્ષિણા પણ મળી હશે."

"બ્રાહ્મણ કદિ અસત્ય વાત કહેતો નથી. ત્હમે ચાર જણ છો–હું એકલો છું. હું સમજું છું કે, બળ દાખવ્યાથી પણ આત્મરક્ષા કે અર્થરક્ષા હું કશું કરી શકીશ નહિં. પણ માત્ર આ દસ રૂપિઆ લઇને ત્હારે શું થશે ભૈરવ? એ મ્હારા માતૃયજ્ઞની એટલી સામાન્ય સામગ્રી છે"

"દેવ! હું ત્હમારા પૈસા નથી ઇચ્છતો, પણ ઉલટો ત્હમને બીજી પણ થોડીક સોના મ્હોર હું દક્ષિણા આપીશ. વિના બોલેચાલે ત્હમે અમારી સાથે ચાલો."

"કેમ શામાટે?"

"એક પૂજાનું અનુષ્ઠાન કરવાનું છે. અમે એક સારા બ્રાહ્મણની શોધમાં કાલના ફર્યા કરીએ છીએ. પણ અત્યાર સુધીમાં પત્તો મળ્યો નહોતો. કપાલિનીએ ત્હમને આ તેપાન્તરની સીમમાં મેળવી આપ્યા છે."

"હું અશુદ્રનું દાન સ્વીકારૂં છું, શુદ્રનું યજન હું નથી કરતો. શુદ્રનું દાન પણ લેતો નથી."

"મા તો બ્રાહ્મણ નથી, શુદ્ર પણ નથી. દેવતાની પૂજા કરશો, તેમાં વળી શુદ્ર અશુદ્ર શું ઠાકુર? અને જ્યાંસુધી હું જાણું છું ત્યાંસુધી, આ કાલિકા મૂર્ત્તિ, નરોત્તમ ઠાકુર કરીને એક તાંત્રિક બ્રાહ્મણે જ સ્થાપી છે. મહામારીના વ્યાધિના ભયથી ગામ જંગલ થઇ ગયું છે. માને ચરણે ગંગાજળ અને ફુલ ચડાવવાને માટે કોઇ પણ માણસ અહિં રહ્યું નથી, તેથી અમે જ તે ચડાવીએ છીએ. કોઇ વખત બ્રાહ્મણ મળી જાય છે, કોઇ વખત નથી પણ મળતો. પણ ઠાકુર! માના મંદિરની અંદર અમે હજી સુધી પ્રવેશ નથી કર્યો. જે કાંઈ પૂજા અર્ચના અમે કરીએ છીએ તે બધું બહાર બેસીને જ કરીએ છીએ."

"જો હું ત્હમારી સાથે ન આવું તો?"

"તો ત્હમને બળ પૂર્વક લઇ જઇશું." આ વખતે, આ સાહસી બ્રાહ્મણના મનમાં સહજ કૌતુહલ ઉત્પન્ન થયું. આ બ્રાહ્મણ બીજો કોઇજ નહિં,–એ આપણો હરપ્રસાદ હતો, કમલલોચન રાયનો જમાઈ, અને લુંટારાઓના હાથમાં કેદ પડેલી રત્નમયીનો સ્વામી એ હતો.

લુંટારાઓ ત્હેને ત્હેની જ સ્ત્રીને બળિ આપવાને માટે, તેને પુરોહિત પદ ઉપર મુકે છે, એ વાત તે જાણતો નહતો. એકાએક એક વાત ત્હેને યાદ આવી. આ લુંટારાઓના મથકની શોધ અત્યાર સુધીમાં કોઇને પણ મળી

નહતી. ત્હેના સસરા કમલલોચન રાયની જમીનદારીની અંદર આ લુટારાઓની હોવાથી, ફોજદાર સાહેબે ત્હેના જ હાથમાં એમને પકડવાની પૂરેપૂરી સત્તા આપી મુકી હતી. હરપ્રસાદને સહજ કૌતુહલ થયું કે, એકવાર એમની સાથે જઇને, બાબત શું છે એ જોઇ આવું શા માટે નહિં! જ્યારે નાસવાનો યત્ન કરવાથીએ હું નાસી શકીશ નહિં, ત્યારે વૃથા પ્રયત્ન કરીને જીવને હું આફતમાં શા માટે નાખું ?

જ્યારે આવી જાતના વિચારમાં તે ગુંથાયલો હતો એ જ વખતે દસ્યુ સરદાર ભૈરવાનંદે કહ્યું, "ઠાકુર! હવે અમે મોડું કરી શકતા નથી. હા કે ના તરત એક જવાબ આપો."

હરપ્રસાદે કહ્યું, "ચાલો. હું વિના વિવાદે ત્હમારી સાથે જ આવું છું. આવતી કલે અમાવાસ્યા છે. ત્હમારૂં કામ પુરૂં થઇ ગયા પછી, મ્હને છોડી દેશો એવી પ્રતિજ્ઞા કરો."

"સારૂં, તેમ કરીએ છીએ. હવે આગળ થાવ ઠાકુર!" કહીને ભૈરવાનંદ અને ત્હેના સાથીઓ હરપ્રસાદને ચારે બાજુથી ઘેરીને ચાલવા લગ્યા અને ભવિતવ્યને વશ થઇને એક અપૂર્વ ઘટનાનો ચલાવ્યો મુગ્ધની માફક તે એક ભીષણ કર્મક્ષેત્રમાં દાખલ થયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### પતિ-પત્નીનો અણધાર્યો મેળાપ.

ઘેર પોંચીને ક્યાં માતાને પગે પડીને સુખી થાય, અને ચાલવાના શ્રમને લીધે લાગેલો થાક દૂર કરે, તે બધું ન થતાં ભવિતવ્ય વશે હરપ્રસાદ ઉલટો લુંટારાના હાથમાં કેદ થયો.

લગભગ પા માઇલ જેટલો રસ્તો જંગલની અંદર ચાલ્યા પછી ભૈરવાનંદે ત્હેના એક સાથીને હુકમ કર્યો, "જલ્દી એક મશાલ સળગાવી લાવ. આ રસ્તો આપણો જાણીતો હોવા છતાં, આ બ્રાહ્મણને માટે અજાણ્યો છે. એને ઘણું કષ્ટ પડે છે. પગમાં કાંઇ ઠેસ વાગીને લોહી નીકળતાં આપણું જ કામ એથી નિષ્ફળ થશે."

લુંટારાઓ એ વનના રાજા હતા. ગીચ વનને ઓથે છુપાયલી એક ઝુંપડીની અંદર તૈયાર મશાલ, ચકમક વગેરે બધાંયે સાધનો તૈયાર હતાં. ચકમકની મદદથી સુકા ઝાડપાલા વિગેરે સળગાવીને આગ તૈયાર કરીને તરત જ મશાલ સળગાવવામાં આવી. એ મશાલના પ્રકાશથી અભેદ્ય અને

દુર્ગમ અરણ્ય માર્ગ બરાબર સ્પષ્ટ દેખાતો હતો. આવી સ્થિતિમાં પ્રકાશની અંદર બીજો પણ અડધો કોસ રસ્તો વટાવ્યા પછી હરપ્રસાદે જોયું કે, સ્હામે જ એક ભાંગેલું બે માળનું મકાન છે. ત્હેની ચારે તરફ કેટલાંક મ્હોટાં મ્હોટાં વડનાં ઝાડ છે.

એ મકાનનો કેટલોક ભાગ પડી ગયો હતો. કોઇ કોઇ જગ્યાએ દીવાલમાંથી વડ અને પીંપળાના ઝાડ ઉગી નીકળ્યાં હતાં. કોઇ ઠેકાણે બારીઓ અને બારણાં ઉધાઇથી ખવાઇ જઇને ભાંગી પડ્યાં હતાં. કોઈ જગાએ દીવાલ પરની છો ચુનાકામ વિગેરે ખરી પડવાથી વરસાદના પાણીથી ત્યાં લીલ બાઝીને એકઠી થઇ હતી.

લોકવાયકા એવી હતી કે, એ ખંડેર નરોત્તમ ઘોષાલ કરીને એક બ્રાહ્મણનું રહેવાનું મકાન હતું. એ બ્રાહ્મણ પોતે ઘણો સારી સ્થિતિનો હતો, એ આ ત્હેના ભાંગ્યાતુટા મકાન ઉપરથી ચોખ્ખું સાબીત થતું હતું. નરોત્તમ ઠાકુર આ ગામનો વતનદાર હતો. ગામ પણ વિસ્તારમાં ન્હાનું નહતું. પણ એક વર્ષે એકાએક ભયંકર કોલેરાનો મહાવ્યાધિ શરૂ થયાથી ગામ એકીવારે તદ્દન જનશૂન્ય થઇ ગયું. લોકો જીંદગીના ભયથી ગામનો ત્યાગ કરીને, બાપદાદાના મકાનને પડતાં મેલીને નાશી ગયા. નરોત્તમ ઠાકુર એજ વ્યાધિના ભોગ થઇને સવંશ મરણ પામ્યા. પાંચ સાત વરસની અંદર એજ જનમાનવ વિનાનું ન્હાનું ગામ, ઝાંખરાં અને જંગલથી ભરાઇ જઇને એક ભયંકર વનસ્થળીમાં બદલાઈ ગયું. ત્યારપછી આ ઠેકાણે લુંટારાઓનું મથક થતાં, બ્હીકનું માર્યું કોઇ ઘણું ખરૂં આ તરફ આવવા ઇચ્છતું નહિ. નરોત્તમ ઠાકુરના આ ભાંગેલા મકાનના ઉપરના માળના કેટલાક ખંડ, હજી પણ સારી સ્થિતિમાં હતા. તે ઠેકાણે હંમ્મેશ સંધ્યાકાળે દીવો સળગતો, વળાતું ઝડાતું તેથી કરીને એટલા ખંડ હજી પણ માણસને રહેવાને યોગ્ય હતા. બહારના ભાગમાં એક ન્હાનું દેવમંદિર અને ત્હેની બાજુમાં ઓશરી હતી. આ મંદિરની અંદર પથ્થરની કાલિકાની મૂર્તિ હતી. મંદિરની ઓશરી પણ ઘણી સ્વચ્છ હતી.

ભૈરવાનંદે બ્રાહ્મણને એજ ઓશરીમાં બેસવાની થોડીક જગ્યા કરી આપી. ત્હેને હાથ મ્હોં ધોવાને માટે, પોતાને હાથે એક નહિં વાપરેલા માટીના વાસણમાં પાણી લાવીને, ત્હેની સ્હામે મુકીને કહ્યું, "દેવ! હું લુંટારો છું છતાં નીચ જાત નથી. જાતની બાબતમાં હું માછી છું. મ્હારા આણેલા પાણીથી, આપ મુખ વિગેરે ધોઇ શકશો. માના મંદિરમાં માટીના એક ઘડામાં ગંગાજળ છે, તે પીવામાં વાપરશો. આજ રાત્રે આપ

ફક્ત એકલું દુધ જ પીને રહેજો. કારણ, કાલ આપને ઉપવાસ કરવો પડશે. અમારે ત્યાં એક બ્રાહ્મણ કન્યા છે. કોઇ ખાસ કારણથી, ત્હેને અમે અટકાવી રાખી છે. તે જ આપનું દુધ ગરમ કરી આપશે."

એ નિર્જન દેવીમંદિરમાં ઘીનો દીવો સળગતો હતો. હંમેશ તે આ પ્રમાણે બળ્યા કરતો. બીજો કોઇ ઉપાય નહિ જોયાથી, હરપ્રસાદે ગાંસડીમાંથી વસ્ત્ર વિગેરે બ્હાર ક્હાડીને, કપડાં બદલ્યાં. પાણી વતી હાથ મ્હોં ધોયું. ત્યારપછી દેવીમંદિરમાં પ્રવેશ કરીને, સંધ્યા વંદનાદિ પૂરૂં કર્યા પછી ફરીને તે ઓશરીમાં આવીને બેઠો. જોયું તો ત્હેની સ્હામે જ કાંસાના પાત્રમાં ઉકાળેલું દુધ પડયું છે. અત્યારે તે ઘણો જ થાકેલો અને કંટાળેલો હતો. એ દુધ પીધા પછી ત્હેના દેહમાં જાણે સ્હેજ જોર આવ્યું.

હરપ્રસાદે ઓશરીમાં બીછાવેલા એક કામળાપર અંગ ઢાળીને ઘણો વખત સુધી વિશ્રામ લીધો ખરો, પણ તે રાત્રે કોઇ પણ રીતે ત્હેને નિદ્રા ન આવી. ત્હેની પોટલીમાં ત્હેનો ચિર પ્રિય ગ્રંથ, જયદેવનું "ગીત ગોવિંદ" હતું. મંદિરની અંદરના દીવાને સ્હેજ પાસે લઇ આવીને, તેના પ્રકાશમાં જેવો પોથી વાંચવાને શરૂ કરે છે, એવામાં ભૈરવાનંદે આવીને કહ્યું, "દેવ! આજ આપ આ ઓશરીમાં જ વિશ્રામ કરજો. આપને કશો ભય નથી. અમે બધી ટોળી અત્યારે એકાદ કામે જઇએ છીએ, ચાર કલાક પછી પાછા આવીશું. આપ નિશ્ચિંત થઇને ઉંઘી જજો. પણ સાવધાન! નાસી જવાનો યત્ન ન કરશો. તેમ જો કરશો તો આપ વિપદમાં આવી પડશો! આ મકાન પર અમારા જ લોકો ચોકી રાખે છે, એ વાત જરા ધ્યાનમાં રાખજો."

હરપ્રસાદે ન છુટકે માથું હલાવીને "ગીત ગોવિંદ" વાંચવામાં મન પરોવ્યું. લુંટારાઓ મશાલ સળગાવીને વગર બોલે ચાલે એ મકાનમાંથી બ્હાર ચાલ્યા ગયા. અંધકારમય પ્રેતભૂમિની નિર્જનતાથી ભરેલું એ લુંટારાઓનું આશ્રયકેંદ્ર ફરીથી અંધકારમય થઇ ગયું.

મનમાં ને મનમાં તે વિચાર કરતો હતો કે એમણે કહ્યું કે અહિંઆં એક બ્રાહ્મણની કન્યા ! એ કોણ હશે! ત્હેને શું એક વાર પણ જોવાની તક નહિ મળે?"

બ્રાહ્મણ મનની અસ્થિરતાને લઇને આસન ત્યાગ કરીને ઉઠીને ઉભો થયો. લુંટારાઓ ચાલ્યા ગયા પછી અત્યારે લગભગ અડધો કલાક વીતી ગયો હતો. ત્હેણે મનમાં ને મનમાં ધાર્યું કે એક વાર મકાનની ચારે બાજુએ જોઇ આવું તો શું ખોટું? પણ ફરીથી બીજી જ પળે ત્હેને યાદ આવ્યું

કે દસ્યુ સરદાર ભૈરવાનંદ કહી ગયો છે કે, આ મકાનમાં ચારે તરફ પહેરાનો બંદોબસ્ત છે. ત્યારે શી જરૂર છે એ માથાફોડની ? લાવને પોથી જ વાંચુ. આટલી ઉત્કંઠાને લઇને જલદીથી નિદ્રા તો આવશે નહિં, રાત સ્હેજ વધારે થતાં સુતા પ્હેલાં નહિં હોય તો એકાદ પ્રયત્ન કરી જોઇશ.

નિરૂપાય થઇને ત્હેણે ફરીથી વાંચવામાં મન પરોવ્યું. એકની પછી એક એમ શ્લોકની આવૃત્તિ કરવા લાગ્યો. એવામાં ત્હેની પાછળ જાણે સાવચેતીથી કોઇનાં પગલાં મુકાતાં સાંભળીને ત્હેણે મ્હોં ફેરવીને જોયું. તો એક અદ્દ્ભુત દેખાવ હતો ! ત્હેની સ્હામે એક સ્ત્રી મૂર્તિ ઉભી હતી.

હરપ્રસાદે આ બનાવથી ઘણા વિસ્મિત થઇને, સહજ ચમકીને પ્રશ્ન કર્યો, “ કોણ છો ત્હમે ? ”

તે રમણી મૂર્તિ મુખ ઉપરનો ઘૂમટો તદ્દન ખોલી નાંખીને બોલી, “ હું કોણ છું–ત્હમે ઓળખી શકતા નથી ? હું રત્નમયી ! ત્હમારી ધર્મપત્ની ! ”

“ રત્નમયી ! તું ? તું અહિંઆં કેમ કરીને આવી ? કેવું અદ્દ્ભુત રહસ્ય ! કેવો ભયાનક બનાવ ! ”

રત્નમયી બોલી, “ ધીમેથી વાત કરો. બધી વાતહું ત્હમને સંક્ષેપમાં કહું છું. લુંટારાના પહેરેગીરો બ્હારના ખંડમાં હજી જાગે છે. મુખ્ય દરવાજાને બારણે હું અંદરથી સાંકળ મારીને આવી છું. મ્હારી જીંદગી અત્યારે ઘણુ જ સંકટમાં છે. ”

એટલું કહીને રત્નમયીએ ઘણા ટુંકામાં, જરૂર પુરતા બધા બનાવો સારી રીતે ગોઠવીને, ત્હેના સ્વામીને કહ્યા. ત્યારપછી તે બોલી, “ મ્હને બળિ આપવાને માટે જ એ લોકો ત્હમને પુરોહીતપણું કરવાને પકડી લાવ્યા છે. એ લોકો ત્હમારો ખરો પરિચય અને મ્હારી સાથે તમારો સંબંધ શું, તે જાણતા હોત તો મ્હને લાગે છે કે આવી રીતની વ્યવસ્થા તે ન કરત. એ વાત જો એ લોકો જાણી શકત તો તમારા પણ પ્રાણ રહેત નહિં. જરૂર પડતાં બ્રહ્મહત્યા કરવાને પણ એ લોકો અચકાતા નથી. આજ આખી રાત વિચાર કરીને કોઇ ઉપાય ત્હમે શોધી કહાડજો. શું કરીએ તો આપણે બન્ને જણ આપણા જીવને બચાવી શકીએ. હું હવે વધારે વખત અહિંઆં ખોટી થઇશ નહિં. આ કાલીમંદિરની પાસે જે ન્હાનું દ્વાર છે, ત્હેની ડાબી બાજુએ એક કોટડી છે. હું એજ ખંડમાં છું. જરૂર પડે તો અથવા પલાયનની સગવડ કરી શકો તો મ્હને બોલાવી લેજો. હું અતિ પાપિષ્ઠા છું. મ્હેં મહાપાપો કર્યા છે, તેથી જ આજે મ્હારી આવી લાંછના થાય છે. મ્હારો બધો ગર્વ હવે ઉતરી ગયો છે. ”

વધારે કશું ન બોલતાં, રત્નમયી ઉતાવળે પગલે મંદિરની અંદર થઈને તે ગુપ્ત ઓરડાની અંદર ચાલી ગઈ.

## પ્રકરણ ૫ મું.

### મહાકાળીના ભોગની તૈયારી.

રત્નમયીની સાથે મેળાપ થયા પછી, હરપ્રસાદ પ્હેલાં તો ધીરજ હાર્યો હતો ખરો, પણ તરત જ પોતાની અને રત્નમયીની ભયંકર વિપદ ધ્યાનમાં લાવીને, ફરીથી ચિત્તને તે પોતાના વશમાં લાવ્યો. મનમાં ને મનમાં ત્હેણે વિચાર કર્યો કે, ગમે તે ઉપાયે રત્નમયીને જરૂર છોડાવવી જ જોઈએ.

પછી સ્થિર ચિત્તથી દેવી-પ્રતિમા આગળ સાષ્ટાંગ પ્રણુતિ કરીને મનમાં ને મનમાં તે બોલ્યો, " આ શું કર્યું મા કપાલિની? કર્મસૂત્રવડે ચલાવીને છેવટે મ્હને પત્ની-હત્યાના કાર્યમાં નિયોજિત કર્યો મા? રત્નમયીએ મ્હારી આગળ સામાન્ય અપરાધ કર્યો હતો ખરો, પરંતુ તે તો હું ઘણા દિવસ પ્હેલાંનો ભુલી ગયો છું. ત્હેને ઉદાર ચિત્તથી મ્હેં માફી આપી છે. ત્યારે આ ભયંકર ઘટનાસૂત્ર ત્હમે શા સારૂ ઉત્પન્ન કર્યું મા? જનનિ! મ્હને ખરો માર્ગ બતાવો. મ્હારી ધર્મપત્ની રત્નમયીની જીવન રક્ષાનો ઉપાય કરી આપો."

આ પ્રમાણે જગન્માતાને બોલાવીને હરપ્રસાદ હૃદયમાં જાણે સહજ હિમ્મત પામ્યો. કોઈએ જાણે ત્હેના અંતરના અંતરતમ પ્રદેશમાંથી કહી દીધું, "માભૈઃ-ભય નથી." આ પ્રચ્છન્ન, શબ્દહીન, ધ્વનિહીન, વિવેક-વાણીની શક્તિ વૃથા ન થઈ. હૃદયના આવેગથી, ભક્તિના ઉચ્છ્વાસથી, કાલિકાની સ્હામે બેસીને, ભક્તિકાતર પ્રાણે મહાવિદ્યા સ્તોત્રની તે આવૃત્તિ કરવા લાગ્યો.

नमस्ते चण्डिके चंडि चंड मुंड विनाशिनी ।  
नमस्ते कालिके काल महा भय निवारिणी !  
शिवे रक्ष महाकालीम् प्रसीद हर वल्लभे ।  
प्रणमामि जगद्धात्रीम् जगत पालन कारिणीम् ।  
करालां विकटां घोरां मुंडमाला विभूषिताम् ।  
हरार्चितां हराराध्याम् नमामि हरवल्लभाम् ।  
सिद्धां सिद्धेश्वरीसिद्ध विद्याधर गणैर्युताम् ।  
प्रणमामि महामायाम् दुर्गा दुर्गति नाशिनीम् ।

नीलां नील घनश्यामा नमामि नील सुंदरीम् ।
श्यामांगीम् कृष्णकुंतलाम् श्यामवर्ण विशोभिताम् ।
प्रणमामि जगद्धात्रिम् चंद्रशेखर वल्लभाम् ।
शिव दूतीम् शिव [illegible]म् शिव ध्येयां सनातनीम् ।
नारायणीं विष्णु पूज्याम् ब्रह्म विष्णु हर प्रियाम् ।
सर्वं सिद्धिप्रदां काली काल भय निवारिणीम् ।
प्रणमामि जगद्धात्रिम् शुंभासुर विमर्दिनीम् ।
रक्तप्रियां रक्तवर्णाम् रक्तबीज विनाशिनीम् ।
सर्वसिद्धिप्रदां सर्व विद्या मंत्र विशोधिनीम् ।
प्रणमामि जगत्तारां सारांच सर्व सिद्धये ।

એ નિર્જન મંદિરગૃહ, એ પાપ-નિશ્વાસથી ભરેલો દસ્યુ-નિવાસ, આ સ્તોત્રના પૂરા થયા પછી જાણે કોઇ સંજીવની મંત્રથી ગાજી રહ્યો. એ નિ-સ્તબ્ધ, નિઃશબ્દ મધ્યરાત્રિ સમયે આ પંડિત બ્રાહ્મણ-કુમારના ગંભીર પવિત્ર સ્તોત્ર ધ્વનિએ, જાણે તે નિર્જન સ્થાનમાં વિદ્યુતનો પ્રવાહ વહેવડાવ્યો. ચારે દિશા જાણે ભૈરવ અને નટ નારાયણના ગંભીર સુરથી કંપી ઉઠી. એ નિર્જન મંદિરગૃહમાંથી ઉચ્ચારાયલો શબ્દ સંપદમય શ્યામા-સ્તોત્રનો ધ્વનિ, પ્રતિધ્વનિ ઉપર પ્રતિધ્વનિ ઉત્પન્ન કરીને, પાસેના ગીચ જંગલમાં વડની ઘટાઓમાં વ્યાપી રહ્યો.

એક મનથી સ્તોત્ર-પાઠમાં ચિત્ત પરોવાયલું હોવાથી, હરપ્રસાદ જાણી શક્યો નહિ કે, ભૈરવાનંદ આવીને એ મંદિરની સ્હામેના ન્હાના ચોગાનમાં બેસીને, એક ચિત્તથી ત્હેનો સ્તોત્રપાઠ સાંભળે છે. હરપ્રસાદે મહાકાલીને પ્રણામ કરીને, ઉઠીને મંદિરની અંદરથી બ્હાર આવતાં જ જોયું તો, ભૈરવાનંદ ભોંય ઉપર બેસીને નીચે મ્હોયે તન્મય ચિત્તથી કંઇ વિચાર કરે છે.

હરપ્રસાદને સ્હામે જોઇને ભૈરવાનંદ બોલ્યો, "દેવ હજી પણ ઉંઘ્યા નથી ?"

હરપ્રસાદે કહ્યું, "ના ભૈરવ ! આજ મહાચતુર્દશી છે. એ શુભ યોગમાં માની આગળ હું ત્હારા કલ્યાણને માટે સ્તોત્ર ભણતો હતો."

ભૈરવઃ દેવતા ! ત્હમારા બ્રાહ્મણના મુખમાંથી ઉચ્ચારાતા દેવી-મંત્રનું આટલું તેજ, આટલી શક્તિ !

હરપ્રસાદઃ કેમ ? કેવી રીતે જાણ્યું, ભૈરવ ?

ભૈરવઃ મ્હારા જેવા પાખંડીનું પણ હૃદય એનાથી પીગળ્યું છે. આટલો

વખત હું જાણે વજ્રનાદના જેવો કોઇ એવો શબ્દ સાંભળતો હતો. દેવ ! મા શું મ્હારો બલિ ગ્રહણ કરશે ?

હરપ્રસાદઃ ભક્ત પોતાની ઇચ્છા પ્રમાણે બલિ અર્પણ કરે છે. જીવને ઉત્પન્ન કરનારી જગન્માતા જગદંબા આ સ્થાવર જંગમ દરેકની માતારૂપ છે. હું જ્યાંસુધી જાણું છું ત્યાંસુધી, જીવહત્યા કરીને જે બલિ આપવામાં આવે છે તે,–મા કદિ પણ સ્વીકારતી નથી !

ભૈરવઃ ના દેવ ! એ વાત હું માનતો નથી. અમે એવી જોખમભરેલી જગ્યાઓએ લુંટ કરવા ગયા હતા કે, જે જગ્યાએ દરેક પગલે જીંદગીનો ભય અને આફતનો સંભવ હતો. છતાં આ બળિને જ લીધે અમે એવા સંકટના સ્થળમાં પણ કાર્ય સિદ્ધ કરીને પાછા ફર્યા છીએ. નવાબની ફોજે અમને કેટલીએ વાર ઘેર્યા હતા, ત્હોયે ત્હેમના એ વ્યુહને ભેદીને અમે સહીસલામત બહાર નીકળી આવ્યા હતા. જતાં પ્હેલાં દરેક વખત અમે બળિ આપતા હતા એથી જ કરીને, અમને આ પ્રમાણે ફત્તેહ મળ્યા કરી છે.

હરપ્રસાદઃ નિર્વાક જ્ઞાનહીન પશુનો બળિ આપવો અને નરહત્યા, એ બેની અંદર ઘણો તફાવત છે ભૈરવ !

ભૈરવઃ નરહત્યાંજ અમારો ધંધો છે દેવ ! ત્હમારાં ભણેલાં શાસ્ત્ર અને અમારાં શાસ્ત્ર એક નથી. આજ મંદિરમાં, આજ ચોગાનમાં જ્યાં હું બેઠો છું તેજ સ્થાને, માની આગળ એવા કેટલાએ નર–બળિ અપાઈ ગયા છે !

હરપ્રસાદઃ ભૈરવ ! હજી પણ ત્હને વિનંતિ કરીને કહું છું કે, નર-હત્યાના ત્હારા આ ભયંકર સંકલ્પનો ત્યાગ કર. નરહત્યા કરતાં નારીહત્યા એથીએ વધારે ભયંકર પાપ છે ! મા આદ્યશક્તિ આ પૃથિવી ઉપર નારીરૂપે, શક્તિના અંશ રૂપે, અવતાર પામી છે. દરેકે દરેક રમણી એ જ શક્તિના અંશનો વિકાસ છે, દરેક પરિણીતા સ્ત્રી માતારૂપે પ્રજાને ઉત્પન્ન કરે છે. મા કદિ પણ પોતાનું રક્ત નથી પીતી !

ભૈરવે કહ્યુંઃ દેવ એ બધુંએ સમજું છું. પણ મોહથી વીંટાયલા અભાગી જીવ અમે, ઘણી વખત ઘણી કીમતી વાતને પણ સમજી શકતા નથી. અમારો પોતાનો સ્વાર્થ ઘણી વખતે અમારી પ્રવૃત્તિ અને જ્ઞાનને વધારે ને વધારે ક્ષીણ કરી નાંખે છે. આજની રાત મ્હને વિચાર કરી જોવા દો. કાલ સ્હવારમાં હું તમને જે હશે તે કહીશ. સાંભળો દેવ ! ભવાનીને એક નારીના રૂધિરથી પરિતૃપ્ત કરવાની મ્હેં ઇચ્છા કરી છે. સ્વેચ્છાથી નહિ–દેવીના સ્વપ્નમાંના આદેશથી. કાલિકાએ કૃપા કરીને ત્હેને અમારી સન્મુખ લાવી સુદ્ધાં આપી છે. એક માણસ જે અમને ખુવાર કરવાના યત્નમાં છે ત્હેનીજ કન્યા

એ છે. એટલેજ બદલો લેવાની આવી સુંદર તક મેળવ્યા પછી ત્હેને ત્હમારા ઉપદેશ પ્રમાણે હારીને અમે છોડી દઇએ, એ ક્યાં સુધી બની શકે તેવું છે તે એકવાર આપ અમને વિચાર કરી જોવા દો.

હરપ્રસાદે જ્યારે જોયું કે, હૃદય વિનાના આ પાષંડો સાથે વાદવિવાદ કરવામાં કંઇજ ફળ નથી, ત્યારે તે ઉદાસ મ્હોંયે પોતાના આસન ઉપર આવીને બેઠો. ભૈરવાનંદ બીજી કંઈ વાત ન કરતાં, તે જગ્યાએથી ચાલ્યો ગયો.

હરપ્રસાદ ચિંતા અને થાકને લઇને એજ શય્યામાં સુઇ ગયો. ત્હેને ઉંઘ ન આવી. માત્ર આંખો મીંચીને તે પડી રહ્યો હતો અને સુતે સુતે આકાશ પાતાળના વિચારો કરતો હતો. પોતાની ધર્મપત્નીનું જીવન વિપદમાં, ત્હેનું પોતાનું પણ મહા આફતમાં! આવી સ્થિતિમાં કરવું શું? બળ પ્રયોગ તો કંઈ ઉપયોગનો નહિ. ઉલ્ટું એનાથી બીજી નવિ વિપદ ઉત્પન્ન થાય. આ પછી ત્હેણે વિચાર કર્યો, બળથી ન બની શકે તેવું હોય તો શાસ્ત્રકારોએ કૌશલથી શત્રુનો નિપાત કરવાનું કહ્યું છે. પણ એ કૌશલ તે શું તે કોણ મ્હને કહી આપે?

દૈવશક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ રાખનાર સુપંડિત હરપ્રસાદે બધી વાત દૈવને હાથ સોંપી દીધી. જે કરૂણામયી દેવીએ ત્હેને ઉપલક્ષ્યરૂપે અહિં આણ્યો હતો, આ ભયાનક ઘટના ચક્રને જેણે ઉત્પન્ન કર્યું, એ જ દેવી ત્હેને આ વિપદનો ઉપાય બતાવી આપશે.

હરપ્રસાદ બીજમંત્રના જપ કરતો કરતો ઉંઘી ગયો. ત્હેને તંદ્રા આવી. તંદ્રામાં ત્હેણે સ્વપ્ન જોયું. જોયું કે, જગન્માતા રૂદ્રાણી જાણે નારીનું રૂપ ધારણ કરીને વરાભયપ્રદ હાથ લાંબો કરીને ત્હેને અભય આપે છે! ગંભીર સ્વરથી ત્હેને કહે છે, "ભય નથી ત્હને! કોનામાં શક્તિ છે કે સતીને અનિષ્ટ કરે? એમના અંતનો સમય નજીક આવી પ્હોંચ્યો છે. નારી એ મ્હારોજ અંશ છે! પોતાનું રક્ત પીવાને હું કદિ પણ રાજી નથી. પાછલી રાત્રે જ્યારે તું મ્હારી પૂજામાં બેસે ત્યારે ત્હારા મનમાં જે કલ્પનાનો ઉદય થાય, તે અનુસારજ તું કાર્ય કરજે, ત્હારી આશા સિદ્ધ થશે."

મહાશક્તિની આદેશવાણી ઉંઘતા હરપ્રસાદના અંતરની અંદર વ્યાપી ગઇ. તરતજ ત્હેની ઉંઘ ઉડી ગઈ. સ્વપ્નમાંની તે આદેશવાણી હજી પણ જાણે મેઘચંદ્રની માફક ત્હેના કાનમાં અથડાવા લાગી. હરપ્રસાદના હૃદયમાં જાણે નવું બળ આવ્યું. ફરીથી તે ઉંઘ્યો નહિ. પથારીમાંથી ઉઠીને બેઠો થયો.

પૂર્વ દિશા આ વખતે સ્હેજ ઉજળી થઇ હતી. કાગડા, કોકિલ વિગેરે બોલતાં હતાં. ઉષાનો ઝાંખો પ્રકાશ, ગઇ રાતની એ ભયંકર અંધકારથી

વૈરાગ્યની પ્રકૃતિની ઉજ્વલ મૂર્ત્તિ, લોકલોચન આગળ પરિસ્ફુટ કરતો હતો. સ્નિગ્ધ પ્રભાત વાયુએ આવીને, પરસેવાથી સ્હેજ ભીના થયેલા ત્હેના લલાટને સ્પર્શ કર્યો. આછાં આછાં પરસેવાનાં બિંદુ એ સ્નિગ્ધ સમીરના સ્પર્શથી ધીમે ધીમે અદ્દશ્ય થયાં. હરપ્રસાદને એના થાકેલા દેહમાં નવી શક્તિ મળી.

## પ્રકરણ ૬ ઠું.

### પલાયન.

સમય કોઇની રાહ જોતો નથી. સ્હવાર વીત્યું. ઉજ્વલ મધ્યાન્હ પણ પોતાનું કર્તવ્ય પૂરૂં કરીને જગતનો ભાર સમી સ્હાંજને સોંપીને કોઇ અજાણ્યા રાજ્યમાં ચાલ્યો ગયો. ફરી સંધ્યા આવી. પ્રકૃતિના આખા પટને ફેલાઇ વળતો ઉજ્વલ સૂર્યપ્રકાશ તે દિવસને માટે અંતર્ધાન થયો. ફરીને લીલા રંગની પ્રકૃતિ અંધકારમાં સમાઇ ગઇ. અમાવાસ્યાની રાત્રી છે. તેમાં જન સમાગમ વિનાનું નિર્જન વનસ્થળ, નરઘાતક દસ્યુઓનું નિવાસસ્થાન. એટલા જ માટે અંધકારે જાણે અતિ ભયંકર ભાવ ધારણ કર્યો છે.

રાત્રિનો પ્હેલો પ્હોર, પૂજાની તૈયારીમાં વીતિ ગયો. બે પ્હોર રાત્રે પૂજા છે. આ લુંટારાની પૂજાની તૈયારી અંગ વિનાની નહતી. ભૈરવ સરદારે આખો દિવસ મંડીને ત્હેની વ્યવસ્થા બરાબર રીતે કરી હતી. ધૂપ, દીપ, નૈવેદ્ય, ગંધપુષ્પ અને સિંધુર ચંદનનો અભાવ નહતો. ઢગલાબંધ કરેણનાં પુષ્પ એકઠાં થયાં છે. અસંખ્ય અપરાજિતા પુષ્પપાત્રની ઉપર સજ્જિત થઇને ભૂરો પ્રકાશ વિસ્તારે છે. પુષ્પપાત્રમાં ઢગલાબંધ અપરાજિતાથી જાણે માના શરીરનો રંગ ખીલી નીકળ્યો છે—અને કરેણથી જાણે—ત્હેના કમળને લજાવે ત્હેવા ચરણની રાતાવર્ણની પ્રભા પ્રતિબિંબિત થાય છે.

ખાંડુ, ખપ્પર અને બલિદાન આપવાનો માંચડો—બધું તૈયાર છે. તે ચોગાનના મધ્યભાગમાં ગઇ રાત્રે ભૈરવાનંદ હરપ્રસાદની સાથે બેસીને જ્યાં વાતચિત કરતો હતો, તેજ ઠેકાણે નજીકમાંજ બાલ આપવાનો માંચડો ઉભો કર્યો હતો. લુંટારાઓની ટોળી એ ન્હાના ચોગાનની ચારે બાજુએ ગોઠવાઇને બેસી ગઇ હતી. અવશ્ય, મુખ્ય જે લોકો હતા, તે જ આ ઠેકાણે હાજર હતા. બાકીના બીજા બધા, પ્હેરાના કામ ઉપર જુદે જુદે ઠેકાણે ગોઠવાયા હતા.

માની આગળ એક મ્હોટું પાત્ર હતું. એમાં થોડોક સુરા ભરેલો હતો. ત્હેની બાજુમાં ત્રાંબાનો એક કળસ હતો. આ ત્રાંબાના કળસમાં પણ પુષ્કળ સુરા ભરેલો હતો. લુંટારાઓની પૂજા કેટલીક શાસ્ત્રસમ્મત, કેટલીક ઇચ્છા-

સમ્મત હોય છે. માની પ્રથમ પૂજા થતાં જ, માના આગળના મ્હોટા પાત્રમાંની આરોગાવેલી સુરા તેઓ ગળા સુધી પીએ છે. એટલા જ માટે હરપ્રસાદને તેઓએ આગળથી કહી રાખ્યું હતું કે, સુરા પ્રથમપૂજાની સાથે જ માને ધરાવવી.

આને માટે હરપ્રસાદ નારાજ નહતો. અત્યાર પ્હેલાં ત્હેણે એજ સુરાપાત્રમાં થોડુંકેક અફીણ નાંખી દીધું હતું. આ કામ કરતી વખતે—ત્હેના મનમાં કોઇએ જાણે વિવેકવાણીવડે કહી દીધું હતું કે—" આ શિવાય ત્હારા રક્ષણનો બીજો કોઈ પણ ઉપાય નથી. એનાથી બધા અજ્ઞાનજ થશે માત્ર–જીવથી નહિં મરે. એટલે ત્હારી અને રત્નમયીની જીંદગીનો બચાવ થશે."

વાંચકોને કદાચ યાદ હશે કે, શિષ્યને ત્યાંથી ત્હેની માતાને માટે હરપ્રસાદ કેટલુંક અફીણ સાથે લઇ જતો હતો. ત્હેનો એ શિષ્ય ધનવાન હતો. નવાબ સરકારમાં ચાકરી કરતો હતો. હરપ્રસાદ વરસમાં બે વાર એ શિષ્યને ત્યાં જતો હતો. ત્હેની વૃદ્ધા મા હંમેશ થોડુંક અફીણ ખાતી હતી તેથી કરીને, ત્હેણે ત્હેના શિષ્યને કહીને આ અફીણ મંગાવી લીધું હતું.

બીજો કોઇ ઉપાય નહિ જોઇને હૃદયની અંદરની અશરીરી અને નિર્વાક દૈવવાણીની પ્રેરણાથી, હરપ્રસાદે આ અફીણ એ સુરાપાત્રમાં અત્યાર પ્હેલાં ક્યારનુંએ નાંખી દીધું હતું.

જાણી જોઈને લાંબો વખત લેવાને માટે ત્હેણે સંપૂર્ણ રીતે શાસ્ત્રીય અનુષ્ઠાનની સાથે, પૂજા કરવી શરૂ કરી. નૈવેદ્ય ધરાવાઇ ચુક્યો–સુરાકળશ પણ અર્પણ થઇ ચુક્યો. હરપ્રસાદ આનંદિત ચિત્તે એ કળશ, ભૈરવાનંદની પાસે મુકી આવ્યો.

ભૈરવાનંદ અને ત્હેના સાથીઓએ, પાત્ર ભરી ભરીને મદ્ય પીવાનું શરૂ કર્યું. હરપ્રસાદ પૂજામાં રોકાયલો–મ્હોટે સાદે મંત્ર ઉચ્ચારતો, ફક્ત તકનીજ રાહ જોવા લાગ્યો.

ભૈરવાનંદે ત્હેના એક સાથીને કહ્યું,—" આ વખતનો સુરા ઘણો સારો આવ્યો છે. અત્યારથીજ જાણે એનો નિશો જણાવા માંડે છે."

આ શબ્દો હરપ્રસાદને કાને પડયા. હરપ્રસાદ હજી પણ સ્હેજ વધારે વાર તકની રાહ જોવા લાગ્યો. શક્તિપૂજાના મંત્ર વિગેરેની અંદર સ્વયં સુરરૂપી બ્રહ્મ વાસ કરે છે. જો સુપંડિત બ્રાહ્મણના મ્હોએ આ બધા મંત્ર અને સ્તોત્ર ઉચ્ચારવામાં આવે તો, તેથી કરીને અતિ પાખંડના હૃદયમાં પણ કંઇક જાગૃતિ આવી શકે. ત્હેનું પ્રમાણ આ લુંટારા–સરદાર ભૈરવાનંદ. ગઇ રાત્રે

હરપ્રસાદને મ્હોંચે ઉચ્ચારાએલો એજ મંત્રધ્વનિ સાંભળતાંની સાથે તે જરા ભક્તિયુક્ત થઇ ઉઠયો હતો.

હરપ્રસાદનો કંઠસ્વર ઘણો મધુર હતો. ત્હેની ઉચ્ચાર કરવાની પદ્ધતિ પણ ઘણી સુંદર હતી. ઝંકારમય કંઠસ્વરના સ્વાભાવિક માધુર્ય અને ગંભીરતાના મિશ્રણથી મંત્રની અંદર કંઇક ઉત્તેજના આવી હતી. એ ઉત્તેજના જાણે આશાવાયુથી ગતિ પામીને ઘણી તેજોમય બની હતી. આવૃત્તિનો આ ગંભીર મંત્રનાદ, પંચમમાંથી ધીમે ધીમે સપ્તમ ઉપર ચ્હડવા લાગ્યો.

લુંટારાઓ જાણે બધા મંત્રવશ બન્યા હતા. દરેકજણ એક ચિત્તે એ મંત્ર પાઠ સાંભળતો હતો. એવામાં ભૈરવાનંદે કહ્યું, "કેમ રે! બધાય વળી મંત્રમાં મશગુલ થઇ ગયા? સુરા કોણ વ્હેંચે છે?"

આ સુચના થતાંજ, એક જણે આગળ આવીને ફરીથી એક પાત્ર પૂરૂં ભરીને સરદારને આપ્યું. ત્હેના સાથીઓએ પણ ફરી વારકું પીધું. ત્યારપછી બોલ્યા, "આપણે તો પીએ છીએ—પણ પેલા પ્હેરા ઉપર છે, ત્હેમને ક્યાં?"

ભૈરવાનંદે કહ્યું, "જાવ ત્હમે બધા બહારના ભાગમાં જઇને બધા મળીને પાત્ર ખાલી કરી લાવો."

સરદારનો હુકમ થતાંની સાથેજ કોલાહલ કરતા કરતા, લથડતા પથડતા તેઓ બ્હાર ચાલ્યા ગયા. બ્હારના ભાગમાં એક ન્હાની ખડકી હતી, એ ખડકીમાં મળીને તેઓ એક કુંડાળું કરીને બેઠા. પ્હેરા પર જેટલા માણસો હતા તે દરેક જણ તે જગ્યાએ આવી મળ્યા. દારૂ ચાલવા લાગ્યો.

પૂજાના ચોગાનની સ્હામેની ઓશરીમાં ભૈરવાનંદ એકલો બેસીને ઝોકાં ખાતો હતો. હરપ્રસાદે મ્હોટે સાદે કહ્યું, "મ્હારી પૂજા પુરી થઇ છે. બળિ ક્યાં છે?"

"બળિ ક્યાં છે" એ શબ્દથી ભૈરવાનંદ ચમકી ઉઠયો. નિશાની ધુમમા બળિની વાત તે એકીવારે ભુલીજ ગયો હતો. સ્હેજ બ્હાવરાપણાથી ત્હેણે ઉત્તર આપ્યો, "હા, હા, બળિ! ત્યારે બળિનો સમય થયો છે શું?"

હરપ્રસાદ: હા. એને આજ અપવાસ કરાવ્યો છે?

ભૈરવ: હા, દેવ.

હરપ્રસાદ: આજ સ્હવારે ત્હેણે સ્નાન કર્યું હતું?

ભૈરવ: હા. કર્યું હતું.

હરપ્રસાદ: નવું શ્વેત વસ્ત્ર પુષ્પમાલ્ય વિગેરે પ્હેરાવવામાં આવ્યું છે?

ભૈરવ: કોઇ પણ અનુષ્ઠાનની ઉણુપ રાખી નથી દેવ!

હરપ્રસાદ: એમ હોય તો ત્હેને હમણાં જ અહિં લઇ આવો. મ્હેં

ત્હમારી મંગલ કામના માટે, ત્હમારા શત્રુના નાશની કામના માટે, સંકલ્પ કરીને માની પૂજા કરી છે. માનું આ ચરણામૃત અને નિર્માલ્ય લે.

ભૈરવ મંદિરના પગથિઆ પર બેસીને ઘણા ભક્તિભાવપૂર્વક હરપ્રસાદે આપેલું ચરણામૃત પી ગયો. ત્હેનાં આપેલાં પુષ્પ અને બીલી લઇને માથે અરાડીને કપડાને છેડે બાંધ્યાં.

ત્હેને ચાલ્યો જવાની તૈયારીમાં જોઇને હરપ્રસાદે કહ્યું, "ઉભો રૂહે! આ સુરા માને પ્રત્યક્ષ ભાવે મ્હેં નિવેદિત કર્યું છે. માની મૃત સંજીવની શક્તિ એની અંદર ગુપ્તભાવે રહેલી છે. એનું એક ટીપું સરખું પીતાં, હંમેશાં તું જય પામ્યા કરીશ."

એટલું કહીને હરપ્રસાદે એક ન્હાનું માટીનું પાત્ર ભરીને, ભૈરવાનંદને એ અફીણ ભેળવેલો સુરા પીવાને આપ્યો. ભૈરવાનંદ દેવીનો પ્રસાદ ઉદરમાં પધરાવીને, લથડતો લથડતો, બીજે ઠેકાણે ચાલ્યો ગયો. ત્યારપછી એક ઘુમટાવાળી સ્ત્રીને સાથે લઈ આવ્યો. ભૈરવના હાથમાં એક રાતા રંગની ચોળી હતી.

ચોળીને રમણીના હાથમાં આપીને ભૈરવાનંદ ધીરા અવાજે બોલ્યો, "દેવ! હવે ત્હમારે જે કરવાનું હોય તે ત્હમે કરો. હું વધારે વખત ખોટી થઇ શકતો નથી."

હરપ્રસાદના હૃદયની અંદર પ્રલયનું તોફાન જાગ્યું. ત્હેની ધર્મપત્ની, જગદંબાના બળિરૂપે ત્હેની સ્હામે ઉભી છે. હરપ્રસાદે મનમાં ને મનમાં વિચાર કર્યો "અત્યારે સમયસૂચકતા ખોઈ દેતાં જરૂર મ્હારે આફતમાં આવી પડવું પડશે. આ વખતે સાહસની સાથે કામ નહિં કરૂં તો, એમના મનને શંકા ઉત્પન્ન થશે. શક્તિરૂપા મા કપાલિની! મ્હારા હૃદયમાં બળ આપ! મ્હારી જીવ્હાને જડતાથી બચાવ!"

તરતજ મનને ઠેકાણે રાખીને પુરોહિતરૂપી હરપ્રસાદે દૃઢ સ્વરે અવગુંઠિતા રમણીને ઉદ્દેશીને કહ્યું, "આજે ત્હેં સ્નાન કર્યું છે?"

રત્નમયીએ બરાબર ન સ્હમજાય તેવા અવાજે ઉત્તર આપ્યો, "હા."

"અપવાસ કર્યો છે?"

"હા."

"ભગવતી ત્હારી ઉપર ઘણી પ્રસન્ન થઇ છે. ત્હારૂં પવિત્ર રૂધિર પીવાને મા તલસી રહી છે. ત્હેનું ખાલી ખપ્પર આજ ત્હારા લ્હોહીથી ભરાશે. ત્હને દીક્ષા મળી છે? તું શક્તિનો બીજમંત્ર જાણે છે?"

રત્નમયીએ સ્વપ્નમાંના મોહમુગ્ધ જીવની માફક ઉત્તર આપ્યો "ના!"

હરપ્રસાદે પછી ભૈરવાનંદને કહ્યું, "તું જરા દૂર ઉભો રહે. ત્હેને બીજ-મંત્ર સાંભળવાનો અધિકાર નથી."

ભૈરવ પગથિઆં ઉતરીને ચોગાનમાં ઉભો રહ્યો. હરપ્રસાદ રત્નમયીના કાન આગળ મ્હોં લાવીને બોલ્યો, "કંઇ ભય નથી. એ લોકો અત્યારે પૂરેપૂરા નિશામાં ચકચૂર થએલા છે. તું મ્હારા પ્રશ્નનો ઉત્તર ફક્ત ત્હેનો મર્મ સમજીને આપજે કે, "હા કે ના." ત્યાર પછી જે કરવાનું તે હું કરીશ. એટલું કહીને હરપ્રસાદ ઘણા મ્હોટા અવાજે બોલ્યો, "મંત્ર બરોબર સાંભળી શકી છું?"

રત્નમયી આ વખત ઘુમટો ખસેડી નાખીને બોલી, "હા."

"એ મંત્ર હમણાંજ ત્હારે એક સો ને આઠવાર જપવો પડશે. ભુલી જઇશ નહિ ને?"

"ના—"

"ત્હારા હાથમાંનું એ રાતું વસ્ત્ર પ્હેરી લે. જા મંદિરની બાજુના પેલા ખંડમાં."

રત્નમયી તરત જ વિના બોલેચાલે એ ખંડની અંદર જઇને વસ્ત્ર બદલીને ચાલી આવી. ત્હેણે રાતું વસ્ત્ર પહેર્યું હતું. ચંપાની કાન્તિને શરમાવે તેવી સુંદરી રત્નમયીની રૂપપ્રભા તે વેળાએ જાણે હજારો ગણી ઉજ્વળ બની રહી હતી. હરપ્રસાદ એક નજરથી એ મૂર્તિને મનથી ધરાઇને જોઈ રહ્યો.

ત્યારપછી બોલ્યો, "માનવ દેહ ધારણ કરતાં જ માણસને જાણીને કે અજાણતાં અનેક જાતનાં પાપ કાર્યો કરવાં પડે છે. એ બીજમંત્રના જપ કરવાથી ત્હારો દેહ પવિત્ર થશે! તું પરણેલી,—બ્રાહ્મણની પુત્રી છે?"

રત્નમયીએ મ્હોટે સાદે કહ્યું, "હા."

"ત્હારો સ્વામી હયાત છે?"

રત્નમયીએ આટલી વિપદની અંદર પણ સ્હેજ મૃદુ હાસ્ય કરીને કહ્યું, "હા."

"તું મ્હારી પાસે બેસ." એટલું કહીને હરપ્રસાદે સિંધુર-પાત્રમાંથી સિંધુર લઇને ત્હેના સેંથામાં પૂર્યું. પુષ્પમાલ્ય વિગેરેથી એ રાતાં વસ્ત્રવાળી સ્ત્રી મૂર્તિને વધારે સુશોભિત બનાવી. ત્હેના કપાળમાં રાતા ચંદનનું તિલક કર્યું. સ્હામે સિંદુર ચંદન ચર્ચિત તીક્ષ્ણ ધારવાળું બલિનું ખડ્ગ હતું તે ખડ્ગને લઇને ધીરેથી ત્હેના મસ્તકને સ્પર્શ કરાવ્યો. ત્યારપછી બોલ્યો, "હવે ભૂમિષ્ટ થઇને જગન્માતાને પ્રણામ કર."

રત્નમયીએ દેવી પ્રતિમાની આગળ ભૂમિ પર પડીને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી હરપ્રસાદે કહ્યું, કહે,—

नमामि सर्व मांगल्ये शिवे सर्वार्थसाधिके
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तुते. ॥

રત્નમયી અસ્ફુટ સ્વરે તે પ્રમાણે બોલી.

હરપ્રસાદે કહ્યું,–"સ્વામી સ્ત્રીનો મહા–ગુરૂ છે, ઈષ્ટ દેવતા છે. તું મનમાં ને મનમાં ત્હારા સ્વામીની મૂર્તિનું સ્મરણ કર!"

રત્નમયીએ તે જ પ્રમાણે એવો ભાવ બતાવ્યો. ત્યારપછી હરપ્રસાદે કહ્યું,–"બીજમંત્ર જે હમણાં જ ત્હને કહ્યો છે, તે બોલવાની સાથે સાથે એકસો ને આઠ વાર માના નામનો જપ કર. બેસ, જા—મ્હારી પાછળના પેલા આસન પર."

રત્નમયી—હરપ્રસાદની પાછળ જઇને, ત્હેણે બતાવેલા આસન પર બેઠી. હરપ્રસાદ પછી નિશ્ચિંત મનથી હોમની તૈયારી કરવા લાગ્યો.

એવામાં એકાએક બહારના ભાગમાંથી "મારો–મારો–હમણાં જ બાંધી લો"–એવો એક ભયંકર કોલાહલ શરૂ થયો. સરદાર ભૈરવ એ સાંભળીને ડોલતો ડોલતો તે તરફ રવાના થયો.

હરપ્રસાદે એ જ તકે રત્નમયીને સંબોધીને કહ્યું, "રત્ન! બાબત શું છે–કંઇ સમજી શકાતું નથી. તોપણ એટલું જણાય છે કે, જગન્માતાએ આપણી તરફ મ્હોં ઉંચું કરીને જોયું છે."

રત્નમયી પણ એકાએક આવા ભયંકર કોલાહલનું કારણ શું તે સમજી શકી નહિ. તે પણ બોલ્યાચાલ્યા વિના સ્વામીના મ્હોં તરફ જોઇ રહી.

હરપ્રસાદ બોલ્યો, "ત્હને આ લોકોએ કેટલા દિવસથી અંહિ કેદ કરી રાખી છે?"

રત્નમયી બોલી, "ચાર દિવસથી."

"ત્હારી સાથે કેટલા સિપાઇ હતા?"

"ચાર."

"ભોઈ?"

"આઠ."

"સિપાઇઓમાંથી કોઈ નાસી શકયો હતો ખરો?"

"ઘણું કરીને ના. જે બે જણ પ્હેલાં નાસી ગયા હતા, તેઓ છેવટમાં લુંટારાઓના હાથમાંજ પાછા પકડાયા હતા."

"ત્હારી સાથે કોઈ દાસી હતી?"

"હા."

"તે ક્યાં છે?"

"ત્હેની તો કંઇ ખબર હું જાણુતી નથી, તોપણુ એ આ મકાનના દરવાજા સુધી આવી હતી, તે મ્હેં જોયું છે."

હરપ્રસાદ પ્રસન્ન મુખે બોલ્યો, "માં જગદંબાએ આપણુા ઉપર પ્રસન્ન થઈને, આ બનાવ ઉત્પન્ન કર્યો છે. તું સમજી શકી નહિ, પણુ હું અનુમાનથી કેટલુંક કેટલુંક સમજું છું. ત્હારી સાથેની એજ દાસીએ કોઇ ઉપાયથી પલાયન કરી જઇને, ત્હારા પિતાને આ માઠા બનાવના સમાચાર જણુાવ્યા છે. ત્હારા પિતા ઘણું કરીને ફોજદારની આગળથી સેના—બળની મદદ લઈને, ત્હને છોડાવવાને અને આ ભૈરવાનંદને ગિરફતાર કરવાને અહિંઆં આવી પહોંચ્યા છે. મ્હને લાગે છે કે, એથી કરીને આ ઠેકાણે હમણાં જ લોહીની એક નદી વ્હેશે. આવી યોગ્ય તકે, ચાલો આપણે અહિંથી પલાયન કરીને, કોઇ એકાંત જગ્યામાં જઇને છુપાઇ જઇએ. એની પછી સ્થિતિ સમજીને કાર્ય કરીશું. આ પડી ગએલા મકાનને બીજું કોઈ બારણું છે કે? અને એ બારણુાની ચાવિ ક્યાં રહે છે એ ત્હને ખબર છે?"

રત્નમયીએ પ્હેલેથીજ એ ચાવિ મેળવી રાખી હતી. તે ત્હેના સ્વામીને દેખાડતાંજ, હરપ્રસાદે બીજું કંઇ ન કહેતાં સહધર્મિણીને સાથે લઈને ઉતાવળે પગલે એ સ્થાનનો ત્યાગ કર્યો.

## પ્રકરણ ૭ મું.

### ઘનઘોર જંગલમાં.

હરપ્રસાદ રત્નમયીનો હાથ પકડીને, ઘણી ઉતાવળી ચાલે એ તુટેલા ઘુંટારાના મકાનની ખડકીને બારણેથી બહાર નીકળીને, જંગલની અંદર દાખલ થયો. મહા મહેનતે લગભગ પા માઇલ રસ્તો વટાવ્યા પછી, દુર્ભેદ્ય જંગલની અંદર આગળ ચાલવું તેમને હવે ઘણું કષ્ટદાયક જણુાયું.

આ જંગલના રસ્તા ઘાટ ત્હેમને બન્નેને અપરિચિત હતા. રાત્રિનો બીજો પ્હોર પૂરો થયો છે. ચારે તરફ કાજળકાળો અંધકાર છે. રસ્તો ઓળખવાનો કોઈ પણુ ઉપાય નથી. આગળ ચાલવાનો રસ્તો તો બંધ છે અને પાછાં ફરે તો મ્હોટી વિપદ છે!

ખરી બાબત શું બની તે તે બન્નેમાંથી કોઈ પણુ કશું સમજી શક્યાં નહિ. રત્નમયીનો જીવ બચ્યો છે, તે અકાળ મૃત્યુના મુખમાંથી ઉદ્ધાર પામી

છે, એજ વિચારથી હરપ્રસાદ ઘણો હર્ષ પામ્યો હતો. ઇશ્વરમાં જે ભક્તિમાન છે—તે સોળે સોળ આના ભગવાનની કૃપા ઉપર જ આધાર રાખે છે. હરપ્રસાદ શાસ્ત્રજ્ઞ પંડિત, સ્થિર, ધીર અને સુવિવેચક હતો. ત્હેણે મનમાં ને મનમાં વિચાર કર્યો, "જે કાંઇ બન્યું છે તે બધું એજ શ્રી ભગવાનની કૃપાથી. રત્નમયી જે નજીક મૃત્યુના મુખમાંથી ઉદ્ધાર પામી, તે પણ એ જ ઋષિકેશની અનુકંપાથી. હું પણ ઘટનાચક્રથી જરૂર પડવાથી, પત્નીને બલિદાન નહિ આપતાં, ત્હેને જીવતી સ્થિતિમાં સાથે લઇ જઉં છું—ત્હેનું કારણ પણ એજ વિપદવારણ મધુસુદન.

હરપ્રસાદ ભક્તિમાધુરીપૂર્ણ ચિત્તે, એ જ રંકના બેલીનો અસંખ્ય ઉપકાર માનીને બોલ્યો, "આ વિરાટ વિશ્વની અંદર ક્ષુદ્ર પરમાણુ જેવો હું કોણ પ્રભુ ? આ સંસારમાં જે કંઇ બને છે અથવા બન્યું છે અને બનશે ત્હેનું ઉપલક્ષ્ય સર્વે જીવના હૃદયમાં વિહાર કરનાર ઋષિકેશ ત્હમે છો.

"त्वया ऋषिकेश हृदि स्थितेन,
यथा नियुक्तोऽस्मि तथा करोमि."

હે પ્રભુ ! હે જનાર્દન ! હે મધુસુદન ! ત્હમે મ્હારા ચિત્તને જે કામમાં નિયુક્ત કરશો, તેજ કામ ઉપલક્ષ્ય રૂપે કરવાની મ્હારી ફરજ છે."

અડધો કોસ રસ્તો ચાલ્યા પછી, બન્નેને ઘણો થાક લાગ્યો. પછી રસ્તો ચાલવાનું બંધ કરીને તે અંધકારથી ઘેરાયલા જંગલની અંદર, એક મ્હોટા વિશાળ ઝાડની નીચે આવીને બન્ને જણ વિશ્રામને માટે ઉભાં રહ્યાં.

રત્નમયીના વિચાર અવશ્ય જુદા માર્ગના હતા. તે મનમાં ને મનમાં વિચાર કરતી હતી,—"ખરાબમાંથી ઘણી વખત જે સારૂં બને છે તે મ્હારા આ બનાવમાંથી સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે. પતિની ત્યાગેલી હું હતી. અનુતપ્ત ચિત્તે, હું એ પતિ દેવતાનો આશ્રય લેવા જતી હતી. સાંભળ્યું છે કે,—મ્હારી સાસુની આજ્ઞાથીજ મ્હારા પતિએ મ્હને ત્યાગી હતી. એટલી અયાચિત ભાવે સાસરે જતાં હું કેવો આદર પામત, તે તો બરાબર કહી શકતી નથી. પણ સ્વામી જ્યારે મ્હને સાથે તેડીને જાય છે, ત્યારે એ બાબતમાં આશંકાનું કંઇ પ્રયોજન નથી. વિધિચક્ર ઘણું જ અદ્દ્ભુત છે! કેમ કરીને, એ વિધાતા નહિ અનુભવેલ, નહિ આશા રાખેલા એવા ઘટનાચક્રનો યોગાયોગ કરે છે, તે અજ્ઞ માનવમાં સમજવાની કાંઇ શક્તિ જ નથી. સ્વામી જે હજી સુધી પણ મ્હારા પ્રત્યે સ્નેહહીન થયા નથી, ત્હેનું પ્રત્યક્ષ પ્રમાણ ત્હેમનો કાર્યકલાપ છે. કેમકે ત્હેમણે પોતાની જીંદગી જોખમમાં મેલીને, મ્હારા આ નિરર્થક જીવનનો બચાવ કર્યો છે. એક અપ્રત્યાશિત અસંભવ ઘટનાચક્રની

અંદર ફ્ચરી નાંખીને, ભગવાને ફરીથી જે મ્હારા ભાગ્યચક્રને સારે માર્ગે આણી દીધું, તે કોણુ જાણે કેટલો દયામય હશે!"

પ્રકૃતિનો પટ ગાઢ અંધકારથી ભરેલો હતો. તે વિશાળ જંગલના ચંદ્રાતપ સ્વરૂપ, અનંત નીલિમા મંડળને અલંકૃત કરીને અસંખ્ય તારા ચમકતા હતા. કોટિ કોટિ તારાઓના જ્યોતિર્મય દેહમાંથી નીકળતાં સ્નિગ્ધ કિરણોથી, વનમાર્ગનો તામસમય ભીષણુભાવ જાણે અનેક દરજ્જે દૂર થયો હતો. શ્યામપલ્લવ મંડિત દ્રુમરાજિની શાખા પ્રશાખામાં હીરાની હાર જેવા અસંખ્ય ખદ્યોત પ્રકાશતા હતા. રાત્રિના આ મધ્ય યામમાં નૈશ પ્રકૃતિ કોઇ જાણે એક અપૂર્વ પરિદૃષ્ટ વિરાટ ગાંભીર્યથી પરિપૂર્ણ હતી.

બન્નેય જણુ ઘણો વખત સુધી નિસ્તબ્ધ ભાવે એ વૃક્ષ તળે ઉભાં રહ્યાં, કારણુ બન્નેએ તે વેળાએ વિચારના પ્રવાહમાં અંગ ઢાળ્યું હતું.

કેટલોક વખત પછી હરપ્રસાદ મૌન ભંગ કરીને બોલ્યો, "રત્નમયી હવે ઉપાય શો?"

રત્નમયી: શેનો ઉપાય પ્રભુ?

હરપ્રસાદ: રાત્રિનો છેલ્લો યામ પૂરો થવા આવ્યો છે. હજી પણુ કેટલાક કલાક આ સ્થાને રાહ જોતાં પ્રભાત થશે. તે વખતે ઉષાના પ્રકાશમાં, આપણે આ વનસ્થળીના રસ્તા, ઘાટ વિગેરે ઉત્તમ રીતે જોઇ શકીશું. પણુ ત્યાર પછી?

રત્નમયી: ત્યારપછી બીજો શેનો ભય સ્વામી? દિવસને વખતે તો રસ્તો ચાલતાં કાંઇ અડચણુ નહિ થાય. મ્હને કંઈ પણુ કષ્ટ નહિં લાગે.

હરપ્રસાદ: રસ્તાની વાતનો હું વિચાર કરતો નથી.

રત્નમયી: ત્યારે શેનો વિચાર કરો છો?

હરપ્રસાદ: ત્હને ક્યાં લઇને જઇશ-રત્ન!

રત્નમયી: કેમ ત્હમારે ઘેર!

રત્નમયીની વાત સાંભળીને, હરપ્રસાદે એકાએક મૌનભાવ ધારણુ કર્યો કેમકે આ વાતનો ઉત્તર જે આપવો પડશે, તે ઘણો હૃદયભેદક છે. એ વાત કહીને રત્નમયીના કોમળ મનને આઘાત કરવાની તે જરા પણુ ઇચ્છા ધરાવતો નહતો. પણુ ના કહેવાથી પણુ બીજો રસ્તો નહતો.

હરપ્રસાદને એકાએક ચુપ થઇ રહેલો જોઇને, રત્નમયી આગ્રહભરી બોલી, "શું વિચાર કરોછો?"

હરપ્રસાદ: ત્હારી જ વાત.

રત્નમયીઃ મ્હારા જેવી એક નિર્માલ્ય રમણીને માટે ત્હમને એટલી બધી શી ચિંતા ?

હરપ્રસાદઃ ચિંતા અનેક છે. ત્હને હવે ક્યાં રાખીશ, ત્હેનો જ હું વિચાર કરૂં છું.

રત્નમયીઃ કેમ ? મ્હારા સસરાનું બાપદાદાનું મકાન તો હજી પણ હયાત છે !

હરપ્રસાદઃ ત્યાં ત્હારી જગ્યા થશે નહિ.

રત્નમયીઃ કેમ ?

હરપ્રસાદઃ મ્હારી માતાનો આદેશ છે ! ત્હેમણે ત્હારો ત્યાગ કર્યો છે. એ મકાનમાં ત્હારે માટે જગ્યા નથી.

રત્નમયીઃ પશ્ચાતાપથી શું પ્રાયશ્ચિત નથી થતું ?

હરપ્રસાદઃ થાય છે.

રત્નમયીઃ એક દિવસ યૌવનના પ્રથમ વિકાસમાં, નહિ સમજીને મ્હેં જે અપરાધ કર્યો હતો, આટલા પશ્ચાતાપથી પણ શું ત્હેની ક્ષમા નથી ? ત્હમે મ્હારા ભગવાન, મ્હારા ઇષ્ટ દેવતા છો. ભગવાનને હું ઓળખતી નથી, હું ત્હમને ઓળખું છું. ભગવાનને કદિ પણ જોયા નથી, ત્હમને હું નિત્ય જોઉં છું. એટલા માટે હું હાથ જોડીને ત્હમારી જ આગળ ક્ષમા ઇચ્છું છું.

હરપ્રસાદઃ હું ક્ષમા આપી શકું. પણ મ્હારી માતાએ કઠોર સોગંદ લીધા છે કે, તું અમારા મકાનમાં આવીશ તો, તે અન્નજળનો ત્યાગ કરશે.

રત્નમયીઃ એટલી બધી રીસ એમને ? હું તેમના દીકરાની વહુ છું. એ માતા સ્વરૂપ છે. એમને પગે પડીને હું માફી ચાહીશ. અશ્રુજળથી એમના ચરણ ધોઇશ—એથી પણ શું એમને દયા નહિ આવે ?

હરપ્રસાદઃ એ કદાચ થયું, પણ એક બીજો મ્હોટો વાંધો છે, રત્નમયી !

રત્નમયીઃ શું વાંધો ?

હરપ્રસાદઃ માતાના આદેશથી હું બીજી વાર પરણ્યો છું.

રત્નમયીઃ એનાથી તલમાત્ર પણ હું દિલગીર નથી. માતૃભક્ત સંતાન ત્હમે છો. માતૃઆજ્ઞા પાળવામાં મહાપુણ્ય છે. ઉલ્લંઘવામાં મહાપાપ છે. નકામી હું છું. મ્હારા જેવી ત્હમને કેટલીએ મળશે. ત્હમે કુલીનના પુત્ર છો. એક ને બદલે દસને પરણી શકો, નારાયણ વાણી અને કમલા બેને વર્યા છે. ભવાનીપતિએ ઉમા અને સુરધુનીને લઇને ઘર કર્યું છે. એવી જ રીતે અમે બન્ને પણ ત્હમારા ચરણની સેવા શા માટે ન કરી શકીએ ?

રત્નમયીની આ યુક્તિપૂર્ણ વાતથી, હરપ્રસાદ જેવા શાસ્ત્રજ્ઞ અને પંડિત

માણસને પણ પાછા હટવું પડયું. હરપ્રસાદ એક લાંબો નિસાસો નાંખીને બોલ્યો, "રત્નમયી! મ્હેં માતૃ-આજ્ઞાથી ત્હારો ત્યાગ કર્યો છે ખરો, પણ મ્હારા ચિત્તક્ષેત્રમાંથી હજી પણ હું ત્હને દૂર કરી શકયો નથી. તું જો એક કામ કરી શકે તો, એથી કરીને ઉભી થયલી આ બધી બાબત સચવાય."

રત્નમયી શું કામ?

હરપ્રસાદ: હમણાં હું ત્હને મ્હારી ફોઇને ત્યાં લઇ જઇને રાખીશ.

રત્નમયી લોક શું કહેશે?

હરપ્રસાદ: લોકનિંદા કરતાં હું માતાના અસંતોષનો ભય વધારે રાખું છું.

રત્નમયી: ત્યારે એમ કરો. પણ ત્હમને હું નહિ જોઇ શકવાથી, ત્યાં એ ઘાડ પણ રહી શકીશ નહિ. આટલો લાંબો વખત વિરહ સહન કર્યો છે, હવે તે સહન થઇ શકશે નહિ. સ્વામિન્! દર્શન ના થયાં હોત તો તે બીજી વાત હતી. પણ હવે?

હરપ્રસાદ: હું ત્હને વચ્ચે વચ્ચે મળી જઇશ.

રત્નમયી: તેને માટે હું અસ્વિકાર કરતી નથી. પરંતુ ત્હમે નારાયણ અને અગ્નિ સાક્ષી રાખીને મ્હને પરણ્યા છો. ત્હમે સ્વમુખે સહસ્ત્રવાર બોલ્યા છો કે, હું ત્હમારી ધર્મપત્ની છું. હોઇ શકે કે, હું ત્હમારી આગળ દોષિત હોઉં. સ્વીકાર કરૂં છું, એક વખતે કઠોર વાકયોથી ત્હમારા હૃદયને વેદના આપીને મ્હેં મહાપાપ કર્યું છે. પણ હું ત્હમારા શિવાય બીજા કોઇને પણ જાણતી નથી. મ્હારો અસાર ગર્વ પૂરો થયો છે. મ્હને ક્ષમા આપો અને છેવટે જો ક્ષમા નહિ આપો તો, તેથી હું મ્હારો પત્નીપણાનો હક છોડીશ શા માટે?

હરપ્રસાદને રત્નમયીના આ શબ્દોના મૂળમાં કંઇક તત્વ જણાયું. તે ન્યાયશાસ્ત્ર ભણેલો હતો. તરતજ ન્યાયના સૂક્ષ્મ વિચારથી તે સમજ્યો કે, રત્નમયી જે કહે છે એ જ બરોબર છે. શાસ્ત્રમત પ્રમાણે રત્નમયીએ ત્હેની અથવા ત્હેની માતા આગળ કોઇ એવો અપરાધ કર્યો નહોતો કે, જેથી ત્હેને આવી કઠોર શિક્ષા થઇ શકે. એમ હોય તો, એ સ્મૃતિ મિથ્યા થાય—શાસ્ત્ર મિથ્યા થાય.

પહેલાંનો બનાવ તે શું તે સ્હેજ ખુલાસાથી નહિ કહીએ તો, પાઠક પાઠિકા કદાચ સમજી શકશે નહિ કે શાથી આ બનાવ બન્યો હતો? હરપ્રસાદની માતા, શા માટે ત્હેની પુત્રવધુ ઉપર આટલી બધી વિરક્ત થઇ હતી?

પાઠક પાઠિકાએ યાદ રાખવાનું છે કે, આપણે બસો વરસ પહેલાંની બંગાળા અને બંગાળીની વાત કરીએ છીએ. આપણી નવલકથાનો નાયક

આ હરપ્રસાદ આપણો આજકાલનો લોભી બ્રાહ્મણ નહતો. તે શાસ્ત્રજ્ઞ અને પંડિત હતો અને ઘણો જ માતૃભક્ત સંતાન હતો. એકાએક હેને મલિન મુખે સાસરેથી પાછો આવેલો જોઇને, માતાએ પુછ્યું "એકાએક ચાલ્યો કેમ આવ્યો પ્રસાદ? વહુને સાથે કેમ ન લાવ્યો?"

હરપ્રસાદને જીંદગીમાં કદિ પણ અસત્ય બોલવાનો અભ્યાસ નહતો. માની આગળ તે જુઠ્ઠી વાત કેમ કરીને કહે? તેથી જ તે પતિ પત્ની વચ્ચે જે બન્યું હતું તે બધું સવિસ્તર હેણે માતાની આગળ કહી દીધું.

હરપ્રસાદનો પિતા ઘણો તેજસ્વી બ્રાહ્મણ હતો. હેનું નામ રમાપ્રસાદ સ્માર્ત ચુડામણિ. રમાપ્રસાદ જેવો તેજસ્વી હતો તેવીજ હેની પત્ની પણ હતી.

હરપ્રસાદની માતા હેની પુત્રવધુના આવા આચરણની વાત સાંભળીને બોલી "ભલે એ ત્યાં પડી રહે. જોઉં છું કે કેટલું એનું તેજ છે! મ્હોટા માણસની છોકરી થઇ એટલે એને મદ ચઢી ગયો છે! મ્હારા છોકરાનું અપમાન? હરપ્રસાદ! હું ત્હારી મા છું. અનેક કષ્ટે ત્હને પાળીને મ્હોટો કર્યો છે. મ્હારી આજ્ઞા છે કે, તું હવે કમલલોચન રાયની કન્યાનું નામ મ્હોં ઉપર લાવી શકીશ નહિ. તે જો મ્હારા ઘરમાં આવશે તો, હું અન્ન જળનો ત્યાગ કરીશ. હું ફરીને ત્હારાં લગ્ન કરીશ. એમ માન કે, કમલલોચનની છોકરી મરી ગઇ છે!"

કહેવામાં જેવું હતું—કરવામાં પણ તેવું જ થયું. સ્માર્ત ચુડામણિની પત્નિએ સહજમાં એ ક્રોધ છોડયો નહિ. હેણે પડોશના સાધારણ સ્થિતિના માણસની રૂપવતિ એક કન્યા નક્કી કરીને હેની સાથે પુત્રનાં ફરીથી લગ્ન કર્યાં. બીજાં તે પછીનાં છ વરસ પછી જ, હરપ્રસાદની સાથે અસંભાવિત ઉપાયથી રત્નમયીનો આ મેળાપ થયો હતો.

---

## પ્રકરણ ૮ મું.

---

### સાસુનો અનાદર.

ગીચ પાંદડાંથી ઢંકાયલા અંધકારથી ઘેરાયલા તે વડના ઝાડની નીચે ઉભા રહીને હરપ્રસાદે ફરીને મ્હોટે અવાજે કહ્યું, "રત્નમયી!"

રત્નમયી બોલી, "કેમ પ્રભુ!"

કેવી મધુર વાણી! હરપ્રસાદનું કોમળ હૃદય આ ભક્તિસ્નેહ—ભીના સંબોધનથી, ફરીથી મમતાની વિમળ ધારાથી ઉભરાઇ આવ્યું. આ પૂર્ણ-યૌવનમાં બન્ને કિનારાને ડુબાડી દેતા ભરપૂર ગંગા જેવા, રત્નમયીના સુંદર

રૂપે, ત્હેના હૃદયની અંદર સ્હેજસ્હાજ ચાંચલ્ય આણી મુક્યું. આટલું બધું બન્યા છતાં પણ તે ત્હેના ઉજ્વળ રૂપના મોહને દૂર કરી શક્યો નહિ. જે રત્નમયીનો ત્હેણે આટલા કષ્ટથી, આટલા કૌશલથી ઉદ્ધાર કર્યો, નજીક મૃત્યુના મુખમાંથી બચાવી, જેમાં ત્હેણે પૂરેપૂરો આત્મ–સમર્પણ કર્યો હતો, ત્હેનો તે જીંદગીને માટે ત્યાગ કરે એ શા ન્યાય પ્રમાણે! એ ભયંકર વાતનો વિચાર કરતાં પણ ત્હેના મનમાં વૃશ્ચિક–દંશનની તીવ્ર યાતના ઉત્પન્ન થઈ.

દુઃખ કષ્ટ, શોક તાપ, આનંદ ઉલ્લાસ જે કંઇ ભલે ને ગમે તે ત્હમને થાવ, પણ સમય ત્હમારે માટે રાહ નહિ જુએ. આ નિયમ પ્રમાણે વિરહીના પણ દિવસ વીતે છે. નાયકના હૃદય સરસી જડાયલી, પ્રેમના આલિંગનથી મુગ્ધ ચિત્તવાળી, મેળાપના મદિરામદના કેફવાળી નાયિકાની પણ સુખની રાત્રિ પ્રભાત થાય છે. રોગીના પણ દિવસ જાય છે, ભોગીના પણ દિવસ વીતે છે, તેવીજ રીતે જે સમયે હરપ્રસાદ અને રત્નમયીના હૃદયમાં એકની પછી બીજું એક એમ ભયંકર તોફાન ઉઠીને ત્હેમને હેરાન કરી મુકતું હતું તે સમય ચાલ્યો ગયો. તે ભયંકર અંધકારમય રાત્રિના અવસાનની સાથે સાથે, ગગનગાત્રપર ઉષાનો પ્રકાશ ખીલી નીકળ્યો. અંધકારમય પ્રકૃતિની, કાળાં વસ્ત્ર પ્હેરેલી મૂર્ત્તિનો વિલય થઈને, ઉષાના પ્રકાશથી રંગાયલી ઉજ્વળ પ્રતિકૃતિ લોકલોચનની સન્મુખ પ્રકાશી નીકળી.

આ વખતે બાળસૂર્યનાં કિરણથી ઉજ્વળ પવિત્ર ઉષાના પ્રકાશમાં, હરપ્રસાદે રત્નમયીનું સુંદર મુખ ફરીથી જોયું. જોયું તો, રત્નમયી રૂએ છે.

હરપ્રસાદના હૃદયમાં શૂળ ભોંકાયું. તે વધારે સહન કરી શક્યો નહિ. ત્હેના હૃતપિંડને દાબી રાખીને, કોઇ જાણે ભયંકર શક્તિથી ત્હેને વેગપૂર્વક પીડા આપવા લાગ્યું.

હરપ્રસાદે કહ્યું, “ રત્ન ! હવે કરવું શું ? ”

રત્નમયીઃ કરવાનું ત્હમારી પાસે ! મ્હને ત્હમે સાથે લઈ ચાલો.

હરપ્રસાદઃ ના તે બની શકશે નહિ. હમણાં હું ત્હને મ્હારી ફોઇને ત્યાં મુકી જઇશ. એ પછી સારી તક જણાશે તે વખતે ત્હને મ્હારે ત્યાં લઇ જઇશ.

રત્નમયીઃ જ્યારે આવી રીતે મ્હને ન્હોતી સ્વીકારવી એવું ત્હમારા મનમાં હતું ત્યારે મ્હારો ઉદ્ધાર શામાટે કર્યો ? આવી ઉભેલા મૃત્યુના મુખમાંથી મ્હને બચાવી શું કરવા ? મા કપાલિની મ્હારા હૃદયનું શોણિત પીવાને માટે, ખપ્પર ધરીને બેઠી હતી, ત્હમે ત્હેની શોણિત તૃષ્ણા છિપાવવામાં વિઘ્ન આસાર નાંખ્યું ? માના હાથમાંના એ ખડ્ગ વતી મ્હારી હત્યા કેમ ન કરી ?

સ્વામિન્! દેવતા! હવે મ્હેં પોતાને ઓળખી છે. મહારા ઇષ્ટને ઓળખ્યો છે. પૃથ્વીનાં અતુલ સુખ સંપદ મળે તો પણ એ ઇષ્ટને હું છોડીશ નહિ. મ્હેં હવે સ્વામિ ઓળખ્યા છે, પતિ સેવાનો મર્મ હું સ્હમજી છું, જીંદગીનું ખરૂં કર્તવ્ય શું, તે હું સ્હમજી શકી છું. હું ત્હમને છોડીશ નહિ. ત્હમે જેને પરણી લાવ્યા છો, ત્હેને ત્હમે ત્હમારા હૃદયનો પ્રેમ આપી દો, સ્વર્ણના અલંકારથી ત્હેને મઢી લો, સોહાગની રાણી કરીને રાખો, તેમાં હું કાંઇ વાંધો લઇશ નહિ. જરા પણ મર્મવેદના પામીશ નહિ. હું સ્વેચ્છાથી, આનંદથી, ત્હેની દાસી થઇને રહીશ. પણ ત્હોયે ત્હમને ત્યાગીશ નહિ. ઉષાના પ્રકાશથી રંગાયલા ભૂરા આકાશને ઑથે શ્રીનારાયણ બેઠા છે. આ વાદળાંની ઉપર ત્હેમનું અખંડ પ્રકાશવંત ઉજ્વળ વૈકુંઠ છે. તે મ્હારા મનના બધા ભાવ જાણે છે! નારાયણ સાક્ષી, હું સ્વામિને છોડીશ નહિ અને મ્હારો ત્યાગ કરશો તો ત્હમે મહા પાતકી ઠરશો. હું અભિમાની હોઉં, સમજ વિનાની હોઉં; કડવા બોલી હોઉં અથવા ભલે ને ગમે તે હોઉં તોયે હું અભિમાન કરીને કહી શકું છું કે, સતીત્વના ગૌરવથી મ્હારૂં હૃદય ઉજ્વળ છે! મ્હારો ત્યાગ કરશો નહિ."

રત્નમયી સ્વામિને પગે પડીને રોતી રોતી બોલી, "પિઅરમાં હવે મ્હારે માટે જગ્યા નથી. હું અભિમાનભરી સ્વેચ્છાથી તે સ્થાનનો ત્યાગ કરીને આવી છું. ત્હમે જો મ્હને ચરણે આશ્રય નહિ આપો તો, આ પૃથ્વી ઉપર મ્હારે માટે ઉભા રહેવાનું સ્થાન નથી. મ્હને બચાવો–ઉદ્ધાર કરો; વધારે પીડા અને તિરસ્કાર ન આપશો. હું ત્હમારી ધર્મપત્ની છું."

હરપ્રસાદે અત્યાર સુધી વિના બોલે ચાલે ઘણું સહન કર્યું હતું, પણ હવે તે સહન કરી શક્યો નહિ. ત્હેની આંખમાંથી નદીનો પ્રવાહ વ્હેવા લાગ્યો. તે રત્નમયીનો હાથ પકડી લઇને બોલ્યો, "ભવિતવ્યના વ્હેણને કોઈ ખાળી શકતું નથી. હવે હું સહન કરી શકતો નથી. રત્નમયી! ત્હારે માટે માતાના કોપના અગ્નિમાં પડવું પડે, માતદ્રોહી થવું પડે, તો તે પણ સ્વીકારું. હું ત્હારો આ જીંદગીમાં ત્યાગ કરીશ નહિ. ચાલ–મ્હારી સાથે."

અત્યારે રસ્તે ચાલવાને માટે કંઇ અડચણ ન હતી. ઉષાનો પ્રકાશ ઉજ્વલ થવાથી, આખી વનભૂમિ, રસ્તા, ઘાટ વિગેરે ચોખ્ખાં દેખાતાં હતાં. હરપ્રસાદે જંગલ પાર થઇને એક ન્હાની સીમ વટાવી. આ સીમની પછી એક ન્હાનું સરખું ગામ આવતું હતું.

ગામની અંદર દાખલ થઇને, ગામના લોકો આગળથી ખબર મેળવીને

ત્હેણે જાણ્યું કે, તે ગામથી ત્હેનું ગામ બે કોસ દુર છે. આ રસ્તે થઇને તે પ્હેલાં કદિ પણ ગામમાં દાખલ થયો નહતો.

ઘણા પ્રયત્ન પછી, ત્હેણે એક ડોળી મેળવી. જમીનદારની કન્યા, અસ્વીકાર અને તિરસ્કાર પામેલી રત્નમયી પ્રફુલ્લ મનથી તે ડોળીમાં બેસીને સાસરે ચાલી. ભવિતવ્ય આટલા યત્ન કર્યા છતાં પણ ત્હેને સાસરે જવાના માર્ગમાં બીજું કોઇ જાતનું વિઘ્ન ઉત્પન્ન કરી શક્યું નહિ.

અને હરપ્રસાદ! તે આ ડોળીની સાથે સિપાઇની માફક ચાલતો હતો. ગઇ રાતનો બધો બનાવ જાણે ત્હેના ચિત્તક્ષેત્રમાં ભયંકર સ્વપ્ના જેવો પ્રત્યક્ષ થતો હતો.

દૈવે સરજેલા અદ્ભુત ઘટનાચક્રને આધીન થઇને, હરપ્રસાદ પત્નીને લઇને ઘેર ગયો. તે વખતે સમય નવ કે દસનો હતો.

હરપ્રસાદની મા કેટલાક દિવસ થયાં લાગલાગટ પુત્રના કંઇ સમાચાર નહિ મળવાથી, ઘણી જ ફીકરમાં પડી હતી. તે વખતે ગામમાં ટપાલનો કંઇ બંદોબસ્ત ન્હોતો. લોકની મારફત જ ખબરની આપ લે ચાલતી.

હરપ્રસાદની નવી પરણેલી, બીજી પત્નીનું નામ પ્રભાવતી. તે સુંદર હતી ખરી, છતાં રત્નમયીના જેવી નહિ. પ્રભાવતી સાધારણ સ્થિતિના માણસની કન્યા હતી. રત્નમયી સુખમાં પાલણપોષણ પામેલી હતી—પ્રભાવતી ગરીબ સંસારની છાયામાં ઉછરેલી હતી. રત્નમયી જમીનદારની કન્યા હતી, પણ તેથી શું થયું? પ્રભાના હૃદયમાં ભગવાને કેટલાક એવા સદ્ગુણોનો સમાવેશ કરી દીધો હતો કે, જે સુંદરીશ્રેષ્ઠા આ રત્નમયીમાં નહતો.

પ્રભાના ગુણની વાત જરા કરીએ. તે ખુબ મળસ્કે પથારીમાંથી ઉઠતી. ઘરમાં એક ખેડુત અને એક નોકર હતી. નોકરડી ઘરબાર વાળીને સાફ કરતી, વાસણ માંજતી, ઘર લીંપતી, ગાય ભેંશ વિગેરે ઢોરોનું કામ કરતી અને પ્રભા દરેક કામમાં ત્હેને મદદ કરતી. નોકર ના કહેતી તો પણ તે માનતી નહિ. સાસુ આને માટે દબડાવે અથવા વ્હડે તો તે ઝાઝું કાન ઉપર લેતી નહિ. તે માનતી કે, પોતેજ ઘરની ગૃહિણી છે. આ બધું કામ ત્હેનું નિત્ય કર્તવ્ય હતું. અત્યારે ઠીક છે કે સ્થિતિ સારી છે, તેથી નોકર રાખવાની શક્તિ છે. પણ કયે વખતે કેવો સમય આવશે તે કહી શકાય નહિ. જો વખત છે ને માઠો સમય આવે અથવા આ જુની બાઇ નોકર કામ છોડીને ચાલી જાય તો, તે વખતે ઘરનું કામ કરે કોણ?

હરપ્રસાદના કુળદેવ શ્રીધરની નિત્ય પૂજાને માટે કંઇ જમીન ખેતર વિગેરેનો પણ બંદોબસ્ત હતો. જુદા જુદા પર્વને દિવસે બ્રહ્મભોજન પણ થતું.

દેવમંદિરનું કામકાજ જે કંઇ હતું તે પ્રભા પોતાને હાથેજ બધું કરતી. સાસુજી આને લીધે ઘણાં ખુશ થતાં. કારણ દેવમંદિરનું કામ બીજા કોઇના પણ હાથે કરાવવાનો ઉપાય ન્હોતો. અને કરાવતાં પણ તે ત્હેમના મનને રૂચે તેવું ન્હોતું થતું.

પ્રભાનું વય સોળ વર્ષનું હતું. તેથી કૈશોર–યૌવનના સુખમય સંધિ–સ્થળમાં તે પરમ સુંદરી હતી. ત્હેનો ઉજ્વળ શ્યામ રંગનો દેહ, જાણે તાજા ખીલેલા સુગંધીભર્યા વાસંતીના ફુલ જેવો મનોહર હતો. એ દેહનું સૌંદર્ય જોતાં લાગે કે, જાણે વિધાતાએ સ્હેજ ખાસ ધારી વિચારીને, આ સુડોળ, સુમાર્જિત, અપૂર્વ કાંતિમય દેહને ઘડ્યો છે.

હરપ્રસાદ પ્રભાને ઘણું ચહાતો. ત્હેનો આ પ્રેમ પ્રભાના રૂપના આકર્ષણને માટે નહતો. ગુણને માટે હતો. સ્વામિની સેવા કરવામાં તે ઘણી નિપૂણ હતી. સ્વામીના મ્હોને ભાવતી રસોઇ તૈયાર કરવામાં તે હંમ્મેશ કુશળ હતી. શરમની બ્હીકે સંકોચાતી લજ્જાવતીની વેલ જેવી, મેઘથી ઢંકાયલા ચંદ્ર સમી, તે અડધા ઘુમટામાં મુખ ઢાંકીને ચારે તરફ આથડતી ફરતી, અને તે જોઇને હરપ્રસાદ ઘણોજ તૃપ્તિ પામતો.

હરપ્રસાદનું ઘર એ માળનું હતું. ત્હેનો પિતા સારી સ્થિતિનો બ્રાહ્મણ પંડિત હતો. ઉપર ત્રણ મ્હોટા શયનખંડ હતા, અને દેવ સેવાનું મંદિર હતું. નીચેના ત્રણ ખંડમાંથી એક કોઠાર હતો, બીજો જમવા બેસવા માટેનો ખંડ હતો. ત્રીજામાં કોઇ પણ રહેતું નહિં. રસોડું સ્વતંત્ર હતું અને માટીનું બાંધેલું હતું. તે શિવાય ઘરની ખડકીના એક ભાગમાં ઢોર બાંધવા માટેનો વાડો હતો અને ત્હેની સ્હામેના ભાગમાં બેસવા ઉઠવા માટેનો એક વિશાળ ખંડ હતો.

પ્રભાવતી ન્હાયા પરવાર્યા પછી દેવ સેવાનું કામ પરવારીને, રસોડામાં પેસતી. પ્હેલી રસોઇ દેવ ભોગને માટે થતી અને દેવને આરોગાવેલો ભોજન ગૃહિણી પ્રસાદ રૂપે ખાતી.

ત્યાર પછી ઘરનાં બીજાં બધાંને માટે તે રસોઇ કરતી. રસોઇ થતાં સ્વામિને પીરસતી. તેમના જમી રહ્યા પછી ચાકર, ખેડુત, દાસી વિગેરેને ધરાય તેટલું જમાડીને પછી પોતે જમવા બેસતી અને રસોડાનું કામ પરવાર્યા પછી કપડાં લત્તાં બદલીને સાસુની સેવામાં મન પરોવતી.

તે વખતે ધાન્યના કાળાં ખેતરોથી કાળી, ફળ જળથી પરિપૂર્ણ, સોનાની આ બંગાળ આટલી બધી લક્ષ્મી વિનાની શ્રીહીન થઇ નહતી. નવાબ શાયસ્તખાંનો અમલ હતો. ચોખા ઘણા સસ્તા હતા. ચોખા સસ્તા થાય તો બીજી

બધીયે જણસ સસ્તી થાય. દરેક બંગાળીના ઘરમાં ઘી દુધ જોઇએ તેટલાં હતાં. દરેકની ગૌશાળામાં બે ચાર ગાયો ભેંશો હોતી. દરેક ગૃહસ્થ ઘરમાં ચારપાંચ શેર દુધ હોતું! આ બધા દુધમાંથી ઘી, દહિ, માખણ વિગેરે તૈયાર થતું. ચોખ્ખું ઘટ્ટ દુધ અને ઘી ખાઇનેજ, બંગાળીઓ તે વખતે ક્રાન્તિ–પુષ્ટિ લાવણ્યમય દેહ લઇને પૃથ્વી ઉપર વિચરણ કરતા. તે વખતે વિલાસિતા ન્હોતી, બ્લાઉઝ–જેકેટ વિગેરે ન્હોતાં અને રંગ બેરંગનાં નામવાળાં નવા નમૂનાથી બનાવેલાં સોનાનાં ઘરેણાંનું ચાકચિક્ય પણ ન્હોતું. હતાં–સૌહૃદ્ય, આત્મિયતા, કુટુંબિતા, પરોપકાર–પ્રવૃત્તિ, સરલતા, દેવદ્વિજમાં ભક્તિ અને ધર્મમાં અનુરાગે. હાય મા! બંગભુમિ! શાં પાપે ત્હારી તે વખતની તે ગૌરવની વસ્તુઓ બધી ગુમાવીને, તું આજે આ હીન દશાએ આવી પ્હોંચી છે!

સમી સ્હાંજે ગૃહિણી ચોકમાં બેસીને માળા ફેરવે છે. થોડેક છેટે નવી વહુ પ્રભાવતી બેઠી છે. માળામાં ગૃહિણી મન પરોવી શકતી નથી. પુત્રને લાંબા વખતથી નહિ જોયાથી, ત્હેનું હૃદય ઘણુંજ ચંચળ બન્યું છે.

ગૃહિણીએ કહ્યું—" વહુ! સંતાનની મા થવાનું જેવું સુખ છે, તેમ તેનું દુઃખ પણ તેવુંજ છે. મ્હારે કાંઈ દસ પાંચ નથી, આ એકજ માત્ર અંધારા ઘરનો દીવો છે, પણ લગભગ એક મહિનો પૂરો થવા આવ્યો, છોકરાની કંઈ ખબરજ નથી!"

પ્રભાવતી અસ્ફુટ અવાજે બોલી, "બા, ભગવાનજ આપણો ભરૂંસો છે! આજે નારાયણને મહાભોગ ધરાવ્યો છે. કશો ભય નથી."

એવામાં હરપ્રસાદે ઘરની અંદર દાખલ થઇને, મધુર કંઠથી બુમ પાડી,—" બા!"

આ સ્નેહભર્યું 'બા' સંબોધન, ગૃહિણીએ આજ એક મહિનો થયો સાંભળ્યું નહતું! જપની માળા એકવાર માથાને સ્પર્શ કરીને, એક ખીલીએ ભરવી દઇને, તે ઉઠીને ઉભી થઇ. પુત્રને જોઇને તેનું જપ તપ બધું જતું રહ્યું! સ્નેહમિશ્રિત તિરસ્કારની સાથે તે બોલી—" કેવી ત્હારી અક્કલ બુદ્ધ ભાઈ! આટલું બધું મોડું કરવું જોઇએ?"

હરપ્રસાદ માતાને પગે પ્રણામ કરીને બોલ્યો,—" એક વિપદમાં પડવાથી, આટલું મોડું થઇ ગયું. એ ઘણી ભયંકર વાત છે! આ વખત ભગવાને મ્હારી રક્ષા કરી છે! એ બધી વાત હું ત્હમને પછીથી કહીશ. ત્હમારે માટે હું એક વસ્તુ લાવ્યો છું બા!"

" શું વસ્તુ?"

" ત્હમારી જુની દાસી."

રત્નમયી ખડકીના બારણા પાછળ ઉભી હતી. હરપ્રસાદેજ એને એ જગ્યાએ ઉભી રાખી હતી. હરપ્રસાદની વાતચિત સાંભળી લઇને, રત્નમયીએ અવગુંઠિત વદને ચોક પાર થઈ ને, ભય સંકોચથી ભરેલાં હૃદયે સાસુજીના ચરણની રજ માથે ચ્હડાવીને ત્હેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

રત્નમયીના મ્હોં ઉપરનો ઘુમટો તે વખતે અડધો ઉઘાડો હતો. ગૃહિણીએ એકવાર ત્હેની તરફ નજરજ માત્ર કરી. પણ હા—ના કશું પણ બોલી નહિ. તે ઘણી ઉગ્ર પ્રકૃતિની હતી. આ મ્હોટા માણસની કન્યા રત્નમયીએ ત્હેના પુત્રનું અપમાન કર્યું હતું, એ વાત ફરીથી ત્હેના મનમાં નવા ભાવથી જાગૃત થઇ આવી. ત્હેણે જ્યેષ્ઠવધુને–ચિરઆયુષ્મતી થાવ !" કહીને આશિર્વાદ આપ્યો ખરો, પણ ચીડાયલા ભાવથી પુત્રને કહ્યું—" આજ એ કમલલોચન રાયની કન્યા ને ? એને ફરી તું ઘેર શા માટે લાવ્યો પ્રસાદ ?"

" ત્હમારી સેવા કરશે કરીને બા."

" મ્હારી સેવાને માટે માણસની કંઇ ખોટ નથી. હું એનું મ્હોં જોવા નથી માગતી. જ્યારે દીકરાની વહુ કહીને એક દિવસ એને પરણી લાવીને ઘેર આણી હતી તો આજ ના હોય તો ભલે અહિં રહે. પણ એને લઇને હું ઘર ચલાવીશ નહિ. જે મ્હારા પુત્રનું અપમાન કરે, મ્હારા સ્વામિનું અપમાન કરે, ત્હેને માટે આ ઘરમાં સ્થાન નથી."

હરપ્રસાદે આ વાતનો કંઇ ઉત્તર આપ્યો નહિ. વિના બોલે ચાલે તે સ્થાન ત્યાગ કરીને તે ચાલ્યો ગયો. ગૃહિણી ફરીથી જપની માળા લઇને બેઠી. રત્નમયીને આંગળીના સંકેતથી ફક્ત ઈશારાથી આદેશ કર્યો " પેલા રસોડામાં જા."

પણ રત્ન ત્યાંથી ખસી નહિ. અશ્રુ ભરેલા નેત્રે સાસુના પગ પકડીને બોલી, " બા ! દીકરી જો કદ અપરાધી થાય તો તેથી મા શું ત્હેને ક્ષમા કરે નહિ ? એક દિવસ અજ્ઞતાના છળમાં જે પાપ મ્હેં કર્યું હતું, ત્હેની આટલા દિવસ સુધી મ્હારા પ્રાયશ્ચિત કર્યા પછી પણ, શું ક્ષમા નહિ મળે ? બા ! આ વખત હું પોતે ઉપયાચિકા થઇને દાસી રૂપે ત્હમારે દ્વારે આવી છું. મ્હારો ગર્વ અભિમાન બધુંય પુરૂં થયું છે. મ્હારો ત્યાગ કરશો નહિ બા !"

એ જ વખતે રત્નમયીના મ્હોં ઉપરનું આવરણ એકાએક ખુલી ગયું. ગૃહિણીએ જોયું કે, ત્હેની પરિત્યાગ કરેલી વહુનું રૂપ રાજાની રાણી જેવું છે. ત્હેનું મન માળાના જપમાંથી ઉઠીને, રત્નમયીના મુખ તરફ વળ્યું. આંખમાં પાણી જોઇને તે ઘણી નરમ બની ગઇ.

પ્રભાવતી પણ ખડકીના થાંભલાને ઓથે ઉભી રહીને, એકી ટસે, રત્ન-

મયીની એ અપૂર્વ કાંતિ જોઇ રહી હતી. તે મનમાં ને મનમાં બોલી, "શૉક છે તો રૂપાળી!"

"રત્નમયીનું અપરૂપ સૌંદર્ય અને આંખમાં પાણી જોઇને ગૃહિણીનું મન સ્હેજ નરમ થવાથી, ત્હેણે પ્રભાને બોલાવીને કહ્યું, "નવી વહુ! આને ઉપર લઈ જા. રહેવા ન રહેવાની વાત હું પછી વિચાર કરી જોઇશ. હમણાં મ્હને ભગવાનનું નામ જરા લેવા દો."

હરપ્રસાદે ઉપરથી જોયું કે, મામલો એક તરફી સંભળાઇને અધૂરો રહ્યો. તે એક લાંબો નિઃસાસો નાંખીને બોલ્યો, "હરિ હરિ બચી ગયા."

પ્રભા રત્નમયીનો હાથ પકડીને ઉપર લઈ ગઇ. તે દેખાવ જોઇને એમ લાગે કે, જાણે મમતાએ આવીને સ્નેહનો હાથ પકડ્યો છે. ઉજ્વળ દીપ શિખાની પાસે જાણે તેજોમય વિદ્યુત ચમકે છે!

## પ્રકરણ ૯ મું.

### નવી અને જુની વહુ.

સારો ખોટો રત્નમયીનો તે દિવસ વીતી ગયો. સારાની વાત એ કે—પોતાની શૉક પ્રભાવતીનો; સગી બ્હેનના કરતાં પણ વધારે અતુલ સ્નેહ મળ્યો અને સ્વામિની સાથે એકાદ બે વાર દુરથી રહીને દેખાદેખી અને ખોટાની અંદર—સાસુનો અનાદર.

લાભ ખોટનો એક ઉપર ટપકે હીસાબ કરીને રત્નમયી સમજી કે, બાબત એકીવારે ગેરલાભ તરફ ગઇ નથી. ઝાડુ, લાકડી, મ્હોંની ગાળ વિગેરે ખાઇને સાસરે કેટલાક દિવસ પડી રહ્યાથીજ ફરીને સુખનો દિવસ આવશે. ફરીને તે સાસુની કરૂણ નજર તળે આવશે.

આજકાલની છોકરી હોત તો, આવી રીતે અપમાન અને તિરસ્કાર પામતાં, કાં તો ઝેર ખાત કે કાં તો પછી ઘાસલેટમાં લુગડું પલાળીને બળી મરત. પણ આપણે લગભગ ઍંસો વરસ પ્હેલાંના બંગાળની વાત કરીએ છીએ. તે વખતે બંગાળીની કન્યામાં સહનશીલતાનો એક મ્હોટો ગુણ હતો. અને સાધારણ કારણથી આત્મનાશ રૂપ ધીક્કારવા યોગ્ય પાપ, શૂન્યમય બંગ-સંસારમાં દાખલ થયું ન્હોતું.

રૂપગૌરવથી ગરવિ, રત્નમયી અત્યારે હવે તે અભિમાની જમીનદાર કન્યા રત્નમયી નહતી. ત્હેના પાપના પ્રાયશ્ચિત્તની સાથે સાથે દીવ્યજ્ઞાન ખીલી નીકળ્યું હતું. તે જે પ્રમાણમાં અભિમાની અને સહનશીલતા વિનાની હતી,

તેમાંનું અત્યારે કંઇ જ ન હતું. તે હવે સમજી હતી કે, જો હિંદુ નારીમાં ધરિત્રીના જેવી સહનશીલતા નથી, તે એક જનાવર શિવાય બીજું કાંઇજ નથી. એટલેજ તે અનુરાગ વિરાગ બધુંએ મૂગે મ્હોંએ સહન કરવા લાગી. ત્હેણે મનમાં ને મનમાં વિચાર કર્યો, " સ્થિતિની દાસી થઇને અનેક સહન કરવું પડે છે. પ્રકૃતિના પટપર જેવી વર્ષા, અને વસંત છે, તેમ મનની અંદર પણ વિરાગ અનુરાગ, અનાદર સ્નેહ બન્ને છે. જે સહન કરી રહે છે પરિણામમાં ત્હેનોજ જય થાય છે. નારીના એ શ્રેષ્ઠ ગુણ સહનશીલતાના ફળથી, સાસુની આગળ હું ફરીથી આદર પામીશ, એજ ઘરની હું ફરીને મુખ્ય ગ્રહિણી થઇશ.

એકાદ કોઇ આશાની વસ્તુ ન મળે તો માણસ કદાપિ પણ જીવી શકે નાહ. બાળક જેમ રમકડું લઇને રમે છે, તેમ માણસ પણ આશાને રમકડું માનીને દુઃખ કષ્ટ બધું મૂગે મ્હોંયે સહન કરે છે. રત્નમયી આટલા દિવસ નિરાશાની જ ઉપાસના કરતી આવી હતી પણ, હવે આશા રાખતાં શીખી હતી. તે અત્યારે ઉંડા અંધકારની અંદર પ્રકાશ જોઇ શકી છે.

ત્હેણે આટલી આશાની અંદર, ત્હેની એક મુખ્ય સમસ્યા હતી આ ત્હેની શોક પ્રભાવતી. પ્રભાનું સરળતા ભર્યું મ્હોં જોઇને, ત્હેના મનમા ઘણી જ માયા જન્મી હતી. પ્રભાના હૃદયના અકપટ વ્યવહારથી ત્હેના હૃદય રેડતા સ્નેહ યત્નથી તે સહમજી હતી કે, પ્રભાનું હૃદય ઘણું ઉદાર છે. શોકના આવવાથી, આ દેવીરૂપિણી પ્રભાવતી જરા પણ દિલગીર ન્હોતી, ચિંતાતૂર ન્હોતી, પણ ઉલટી આનંદ પામી હતી. તે માનતી હતી કે, સ્વામી ત્હેમના બન્નેનો છે. બન્નેયનો સ્વામી ઉપર એકજ સરખો અધિકાર છે. રત્નમયીએ સ્વામી ઉપર પ્હેલો અધિકાર મેળવ્યો છે. જો તે ત્હેને ત્હેના સ્વામીનો ભાગ આપીને ઉદ્વેગ વિના રહી શકે તો, તે પોતે પણ શામાટે ન રહી શકે ?

અમારા આ વિશ્લેષણ કરતાં, પ્રભા અને રત્નમયીની વાતચિત ઉપરથી, વાંચક વર્ગ એ પ્રભા–ચરિત્રનો વધારે સારો પરિચય પામી શકશે. બીજે દિવસે મોડી રાત્રે, બન્ને એક એકાંત ખંડમાં બેસીને જે વાતચિત કરતાં હતાં, ત્હેનો કેટલોક ભાગ અમે વાંચકોને સંભળાવવાની ઇચ્છા રાખીએ છીએ.

હરપ્રસાદ, રત્નમયીના પાછા આવ્યા પ્હેલાં, પ્રવાસ કરીને જ્યારે જ્યારે ઘેર પાછો આવતો, ત્યારે ત્હેના શયનખંડને પ્રભાવતીજ ઉજ્વલ કરતી. પણ આ વખત રત્નમયી જે દિવસે અંહિ આવી, તે દિવસે હરપ્રસાદ બ્હારની ખડકીની બાજુના દીવાનખાનામાં સુઈ રહ્યો.

પાછું એક પત્નીને આશ્રય આપવાથી બીજીનું મન દુઃખાય, એટલા માટે વિચારશીલ બુદ્ધિમાન હરપ્રસાદ, તે દિવસે બહારના ખંડમાં સુતો હતો. ત્હેની માએ જ્યારે પુછ્યું, "તું ત્હારા ખંડમાં ન સુતાં બ્હાર કેમ સુએ છે?" ત્યારે હરપ્રસાદ તેના ઉત્તરમાં બોલ્યો,—"તમે જાણો છો કે મોડી રાત સુધી શાસ્ત્રાલોચના કરવી એ મ્હારો હંમ્મેશનો અભ્યાસ છે, બે પત્ની જેના ઘરમાં હયાત હોય, ત્હેને વાંચવા કરવામાં ઘણી અડચણ થઇ શકે."

હરપ્રસાદની મા રોષપરાયણ છતાં પણ બુદ્ધિમતી હતી! તે આ સામાન્ય ઉત્તરની અંદરથી પણ ત્હેના પુત્રનો બરાબર વિચારશીલતાનો પરિચય પામી. તે વખતે 'મ્હોટી વહુ' રત્નમયીની ઉપર ત્હેને સહજ સહાનુભૂતિ ઉત્પન્ન થઇ. તે આટલા દિવસ અંહિ હતી નહિ, તે જુદી વાત છે. પ્રભાવતી જે ખંડમાં રહેતી હતી તે, ત્હેનો હતો. હરપ્રસાદ એકને કહાડી મુકીને, બીજીને આદર કરીને તે ખંડમાં રહ્યો નહિ, તે સારૂં જ કર્યું. એટલા માટે ગૃહિણી પુત્રના વ્યવહારથી વિરક્ત ન થતાં, ઉલ્ટી સંતુષ્ટ થઇ. આ સંબંધી બીજી કંઇ પણ વાત તે બોલી નહિ.

રત્નમયીએ જ્યારે સાંભળ્યું કે, હરપ્રસાદ ઉભય સંકટમાં પડીને, તે દિવસે દીવાનખાનામાં સુતો હતો, ત્યારે તે સ્વામી ઉપર ઘણી વિરક્ત થઈ. તે વિરક્તિ ત્હેને પોતાને માટે ન્હોતી–પ્રભાને માટે હતી. પણ ત્હેની તો તે વખતે કંઇ સત્તા ન્હોતી. હરપ્રસાદે પોતાની ઈચ્છાથીજ આ વ્યવસ્થા કરી હતી. તે વ્યર્થ કરવાની શક્તિ ત્હેનામાં ન્હોતી. એટલેજ એ બાબત ગૂપચુપ રીતે દબાઈ ગઇ.

રાતના તે વખતે દસ કે અગિયાર વાગ્યા હતા. બહાર પ્રકૃતિ અંધકારથી ઢંકાયલી હતી, પણ હરપ્રસાદના બીજે માળના શયનખંડમાં ઉજવળ પ્રદીપ સળગતો હતો. એ ઉજવળ પ્રદીપશિખા, વિદ્યુત સમી રત્નમયીના સુંદર મુખ ઉપર પડતી હતી.

પ્રભાવતી રત્નમયીની સ્હામે બેસીને, એક નજરે એ વિદ્યુત વરણી શોકની રૂપજ્યોતિ તરફ જોઈ રહી હતી.

રત્નમયી પણ પ્રભાના મુખ તરફ એક નજરે ધારી ધારીને, કંઇ જોતી હતી. ભીંત ઉપર લટકતા ઉજવળ આયનામાં, સ્વચ્છ સલિલની ઉપર રત્નમયીએ કેટલીએવાર પોતાની મોહિની મૂર્તિ જોઇ હતી, પણ તે લાંબો વખત સુધી પ્રભાના મુખ તરફ જોઇને સમજી કે, પ્રભાવતીના એ સરળતા યુક્ત મ્હોં ઉપર એવી એક જ્યોતિ, એવું એક સ્વર્ગીય સૌંદર્ય છે કે, જે ત્હેનામાં નથી.

રત્નમયી આદરપૂર્વક પ્રભાનું મ્હોં પકડીને બોલી; "એક નજરે મ્હારા મ્હોં તરફ જોઇ રહીને તું શું વિચાર કરે છે પ્રભા?"

પ્રભા ત્હેના તાંબુલ રંગથી રંગાયલા હોઠ ઉપર સરળ હાસ્યની લહરિ ખીલાવીને બોલી, "ત્હારા આ રૂપનો વિચાર કરૂં છું બ્હેન! મ્હેં ત્હને જોઇ ત્યારથી ફક્ત મનમાં ને મનમાં વિચાર કરૂં છું—"

પ્રભા કંઈ બોલવા જતી હતી, પણ વાત ત્હેના મનની અંદરથી નીકળીને હોઠે આવીને એકાએક અટકી ગઈ.

પણ રત્નમયી છોડે તેવી ન્હોતી. તે બોલી, "શું વિચાર કરે છે પ્રભા?"

પ્રભાને હવે ઉત્તર આપ્યા વિના છુટકો ન્હોતો. તે બોલી, "તું આવી રૂપાળી, ત્હારી વાણી આટલી બધી મધુર, છતાં સ્વામી મ્હારા જેવી કદરૂપીને કેમ પરણ્યા તે હું સમજી શકતી નથી."

રત્નમયા હસતી હસતી પ્રભાનું મ્હોં પકડીને બોલી—"એ વાત એક દિવસ ન હોય તો સ્વામીને જ પૂછી જોજે. મ્હારા કરતાં એ એનો વધારે સારો ઉત્તર આપી શકશે. એક વાત ત્હને પુછું, પ્રભા? મ્હારા આગળ છાની તો નહિ રાખે ને?"

પ્રભાવતીઃ છાની શા સારૂં રાખું બ્હેન?

રત્નમયીઃ તું શું સ્વામીને ઘણું ચાહે છે?

પ્રભાવતીઃ ચાહવું કોને કહે છે, તે હું હજી પણ બરોબર રીતે સમજી શકતી નથી. તોએ એટલું કહી શકું છું કે, તે જ્યારે મ્હારી પાસે હોય છે, ત્યારે ખૂબ કંઈક આનંદ મળે છે. તે કંઇ પણ જાય છે તો મ્હને ઘણું રોવું આવે છે. તે આદર કરે છે તો પણ હું આત્મગૌરવ માનતી નથી, અને જો કદિ પણ તે મ્હારો તિરસ્કાર કરે છે તો, તેથી હું એ જ તિરસ્કારને આદરનું જ કોઇ અન્ય રૂપાંતર માનું છું. હું એને મનની અંદર ન લાવતાં ઉડાવી જ દઉં છું.

રત્નમયીઃ ત્યારે તું શાથી આટલી બધી સુખી છે?

પ્રભાવતીઃ ત્હેમની સેવા કરવામાં મ્હારૂં સુખ છે. તેમના કુટુંબમાં દાસીનું કામ કરવાનું હોય તો પણ હું માનું છું કે, હું રાજાની રાણી છું. ત્હેમને કંઇ અસુખ થાય છે તો હું ખુબ રડું છું. હું નારાયણ આગળ માનતા માનીને કહું છું કે,—"હે પ્રભુ! એમને નિરાપદ રાખ, સાજા કરી દે, જે કંઇ રોગ પીડા હોય તે બધું મ્હારા ઉપર નાંખી દે."

રત્નમયીઃ ખરેખર તું આદર્શ પત્ની છે. મ્હારે રૂપ છે, ગુણ નથી,

સમજ છે, વિવેક નથી, લાલસા છે, આત્મત્યાગ નથી. મનમાં દુઃખ ન લાવીશ બ્હેન. ત્હારી વાત લઇને જ ત્હને કહું છું. તું કહે છે કે મ્હારા જેવું રૂપ ત્હારે નથી, પણ નારીએ હમ્મેશ ઇચ્છિત્રા જેવા ગુણગૌરવથી તું ગૌરવમયી છે. આજ એક વાત પુછવા ઇચ્છું છું !

પ્રભાવતીઃ શી વાત ?

રત્નમયી : હું ત્હારો સ્વામી કહાડી લેવા આવી છું. મ્હારી તું આટલી બધી કાળજી કેમ કરે છે? આટલું બધું ચાહે છે શા માટે ?

પ્રભાવતી આ વાતથી મૃદુ હાસ્ય કરીને બોલી—"હું ત્હારી ઇર્ષા શા માટે કરૂં ? આ કેટલાયે લોક કેટલીએ કામના કરીને નારાયણની સેવા કરે છે, પૂજા કરે છે, તેઓ શું પરસ્પર દ્વેષ કરે છે બ્હેન ? ત્હારી કામના લઇને ત્હારી ઇચ્છા પ્રમાણે તું સ્વામીની સેવા કર, સ્વામી સોહાગિની થા. ત્હારૂં અભિષ્ટ વરદાન તું ત્હારા દેવના આગળ માગી લે. મ્હારામાં જો એ શક્તિ ન હોય તો, તેથી કરીને હું શા માટે દુઃખ કરૂં ?

રત્નમયી મનમાં ને મનમાં બોલી, "ખરેખર આ પ્રભા માનવી રૂપે દેવી છે. આટલું ઉચ્ચ હૃદય રમણીમાં મ્હેં બીજે ક્યાંય કદિ પણ જોયું નથી."

રત્નમયીએ આવેગમાં પ્રભાવતીના મ્હોં ઉપર ચુંબન કર્યું. ત્હેને છાતી સરસી ચાંપી લઇને તે બોલી,—"આવ પ્રભા ! આજ આપણે આ નારાયણ વિનાના શૂન્ય મંદિરમાં પ્રાણથી પ્રાણ ભેળવીને સુખસ્વપ્નમાં રાત્રિ પુરી કરીએ."

એ રાત બન્નેએ એવા જ ભાવમાં કહાડી. બીજે દિવસે સ્હવારમાં એક નવો બનાવ બન્યો. પ્રભા અને રત્નમયીની વાત છોડી દઇને, આપણે હવે એ જ અપૂર્વ બનાવની વાત કરીશું.

---

## પ્રકરણ ૧૦ મું.

### ભૈરવને જન્મ-કેદની સજા.

હરપ્રસાદ મળસ્કે વ્હેલો ઉઠયો છે. પ્રભાતકૃત્ય પરવારીને, તે ત્હેના બહારના ખંડમાં બેસીને, સાંખ્યનાં સૂત્ર વિગેરેની આલોચના કરે છે, એવામાં એક પડોશીએ ઉંચે શ્વાસે દોડતા આવીને સમાચાર આપ્યા, "પ્રસાદ ! સત્યાનાશ વળ્યું ! નવાબ દરબારની ફોજ તમારા ઘર તરફ આવે છે."

વાત સાંભળીને હરપ્રસાદ સ્હેજ ચમકી ઉઠયો. નિર્દોષ બ્રાહ્મણ પંડિત-

ને ઘેર નવાબની ફોજ શામાટે આવે ? હરપ્રસાદ તરત જ પોથી બંધ કરીને ઉઠીને ઉભો થયો.

એવામાં એ સિપાઇ હેના મકાનના આગલા ભાગમાં દાખલ થયા. તેમાંનો એક જણ હિંદુસ્થાની અને બીજો માણસ બંગાળી હતો. તે વખતના બંગાળી હાલના જેવા નિર્માલ્ય ન્હોતા. ઘણા બંગાળીઓ, નવાબ અને બાદશાહની ફોજમાં, સેના રૂપે, સેનાપતિ રૂપે, કામ કરતા.

બંગાળી સિપાઇએ જોયું કે, હેની સ્હામે એક ઉઘાડા માથાવાળો, સુવર્ણને લજાવે તેવા શરીરનો, તેજનો ભંડાર બ્રાહ્મણ પંડિત ઉભો છે. તે મૂર્તિ જોતાંજ, મનમાં કંઇક ભક્તિ થઇ આવે. સિપાઇ હેને પ્રણામ કરીને બોલ્યો—"દેવ! આપનું જ નામ શું હરપ્રસાદ ભટ્ટાચાર્ય ?"

હરપ્રસાદમાં, સિપાઇ સાહેબનો આવો વિનયનમ્ર ભાવ જોઇને, જરા હિમ્મત આવી. તે બોલ્યો, "હા ! મ્હારૂં જ નામ હરપ્રસાદ ભટ્ટાચાર્ય. પણ તમારે અંહિ આવવાનું પ્રયોજન શું છે ?"

સિપાઇ: આપના નામ ઉપર એક પરવાનો છે.

હરપ્રસાદ: તમે નવાબ–દરબારમાંથી આવો છો ?

સિપાઈ: ના અમે સપ્તગ્રામ સરકારના ફોજદાર સાહેબના દરબારમાંથી આવીએ છીએ. આજ બપોરે ફોજદાર સાહેબનો એક દરબાર ભરાશે, એ દરબારમાં આપને પત્નીસહ હાજર થવાનું છે.

આ વાત સાંભળીને હરપ્રસાદ જરાક ત્રાસ પામ્યો. ફોજદારના દરબારમાં હેને એકાએક શામાટે બોલાવવામાં આવ્યો ? પત્ની સાથે ત્યાં જવું એ કંઇ નિરાપદ નથી. એ ઘણું ભયંકર સ્થાન છે ! કોણ જાણે અદષ્ટમાં ફરી નવી કઈ વિપદ આવશે !

હરપ્રસાદને આવી રીતે ચિંતા કરતો જોઇને, સિપાઇ સાહેબ બોલ્યા,—"એ પરવાનો બંગાળીમાં લખેલો છે. એ તમારા જ નામ પર લખાયલો છે."

હરપ્રસાદ ધ્યાનપૂર્વક તે પરવાનો લઇને વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું,—સુબેદારના મહામાન્ય ફોજદાર મીર અલીખાં સાહેબ, સપ્તગ્રામના સદરમાં એક દરબાર ભરશે. એ દરબારમાં, તેપાંતરની સીમના જુલ્મી લુંટારા ભૈરવાનંદનો ન્યાય કરવામાં આવશે. એ વાત જાહેર થાય કે, ફોજદારના આમિલદાર કમલલોચનરાય ચૌધુરીના યત્નથી જ આ જુલ્મી લુંટારો ગિરફ્તાર થયો છે. આ લુંટારાના ગિરફ્તારની બાબતમાં કમલલોચનરાયના જબાબ, તમે—શ્રી હરપ્રસાદ ભટ્ટાચાર્ય અને તમારી પત્ની રત્નમયી મુખ્ય સાક્ષી છો. તમને બોલાવવામાં આવે છે, તમે સરકારના સાક્ષી રૂપે જેમ બને તેમ

જલ્દી, ફોજદાર સાહેબનો હુકમ તામિલ કરજો. પરદાનશીનનું યોગ્ય રીતે માન સચવાય તેવી વ્યવસ્થા કરીને ત્હમારી પત્નીની સાક્ષી લેવામાં આવશે.

દેશના માલિક–દંડમુંડના કર્તા, ફોજદારના હુકમનો અનાદર કરવાની શક્તિ કોઇને પણ ન્હોતી. તે વખતના ફોજદારની સત્તા હાલના આપણા ઇલાકાના મુખ્ય અધિકારી કરતાં પણ વધારે હતી. હરપ્રસાદને પરવાનો વાંચ્યા પછી ઘણી નિરાંત વળી. વિશેષ કરીને એ દરબારમાં રત્નમયીનો પિતા જ્યારે હાજર રહેવાનો છે ત્યારે ભયનું કંઇ જ કારણ નથી.

હરપ્રસાદે સિપાઇઓને બેસવાને માટે એક શેત્રંજી પાથરી આપી. ઘરમાં પેસતાં પ્હેલાં જ સિપાઇઓએ તેમના ઘોડા બન્નેને એક ઝાડના થડ સાથે બાંધી રાખ્યા હતા. તેઓ તે શેત્રંજીપર બેસીને આરામ લેવા લાગ્યા.

હરપ્રસાદ જે ગામમાં રહેતો હતો, તે ગામથી સમગ્રામ માત્ર ત્રણ કોસ દૂર હતું. ગામની અંદર એકાદ બે પાલખી પણ મળી શકતી હતી. હરપ્રસાદ તરત જ નોકરને પાલખી લાવવાનો હુકમ કરીને, અંદરના ખંડ તરફ ચાલ્યો ગયો.

એ વખતે રત્નમયી અને પ્રભાવતી ઘરના પાછલા ભાગમાં તળાવના ઘાટ પર કપડાં ધોવા ગઇ હતી. હરપ્રસાદના અંતઃપુરમાંનો બગીચો જાત જાતનાં ફળફુલનાં ઝાડથી ભરેલો હતો, અને બગીચાની વચ્ચે નિર્મળ પાણીથી ભરેલી ન્હાની સરખી એક તળાવડી હતી.

આ સ્વચ્છ તળાવડીની નજીક, એક વૃક્ષની નીચે ઉભી રહીને, રત્નમયી પ્રભાનો હાથ પકડીને ક્હેતી હતી—"બ્હેન! મ્હને લાગે છે કે તું કાંઇ જાદુ મંતર જાણે છે. મ્હારા સ્વામીને તો ત્હેં વશ કર્યા છે, પણ ત્યાર પછી ત્હેં મ્હારી દશા પણ એવી કરી છે કે, જેથી એક ઘડી પણ ત્હને છોડવાનું મ્હને મન થતું નથી. બોલ–પ્રભા! કયો મંત્ર જાણવાથી સ્વામીને વશ કરી શકાય છે?"

બન્નેની વચ્ચે આવી જ જાતની કદાચ બીજી પણ વાતચિત ચાલત, પણ એવામાં એકાએક ત્હેમાં વિઘ્ન પડયું. ઘરની કામ નારી દાસીએ આવીને ખબર આપી કે—"ઓ ભાભી! ત્હમે બન્ને જલ્દીથી ઘરની અંદર જાવ: બા ત્હમને બોલાવે છે!"

બન્ને જણી ઉતાવળે પગલે ઘરની અંદર આવી. જોયું તો હરપ્રસાદ પોતાની માની સાથે એકચિત્તથી વાતો કરે છે. ઉતાવળી ઉતાવળી ઉપર જઇને, કપડાં બદલવા માટે, તેઓ ઓરડામાં દાખલ થઇ.

થોડીક વાર પછી હરપ્રસાદે પણ એ જ ખંડમાં આવીને કહ્યું, "રત્નમયી! નવાબ દરબારમાંથી પરવાનો આવ્યો છે."

રત્નમયી એકદમ ચમકિત થઇને બોલી—"શેનો પરવાનો?"

હરપ્રસાદ: આજ ભૈરવાનંદનો ન્યાય થશે. તું અને હું એની વિરૂદ્ધમાં મુખ્ય સાક્ષી છીએ. ફોજદાર સાહેબે, આપણને બપોર પ્હેલાં સમગ્રામ હાજર થવાનો હુકમ કર્યો છે. ત્હેમના સિપાઇઓ બ્હાર ખડકીમાં બેસીને વિસામો લે છે. પાલ્ખી લેવાને માટે મ્હેં માણસ મોકલ્યો છે, તું હમણાં ને હમણાં જ તૈયાર થા."

હરપ્રસાદ તે ખંડમાંથી ચાલ્યો ગયો. રત્નમયી નીચે આવીને, ત્હેની સાસુ જે ખંડમાં બેઠી હતી, તે ખંડમાં ગઇ. સાસુને પગે પડીને તે બોલી,—"બા! આશિર્વાદ આપો, અમે ઘણી જ મ્હોટી વિપદના મુખમાં જઈએ છીએ."

માતાએ પ્રસન્ન મુખે કહ્યું—"જો આપણા ઘરમાં નારાયણ હોય, અને ત્હેમની સેવા આપણે અધાપિસુધી ભક્તિની સાથે કરી હોય તો, તેથી કરીને તમને કોઇ પણ જાતની વિપદ નડશે નહિ!"

રત્નમયી સાસુની પગરજ માથે ચ્હડાવીને જવાને તૈયાર થાય છે, એવામાં સાસુએ કહ્યું,—"મ્હોટી વહુ!"

રત્નમયી પાછી ફરીને બોલી—"કેમ બા?"

ગૃહિણીએ કહ્યું—"મ્હેં સાંભળ્યું છે કે દરબારમાં ત્હારા પિતા હાજર રહેશે. દરબાર પૂરો થયા પછી તું ત્હારા પિતાને ઘેર જ જજે. અંહિ આવવાની જરૂર નથી!"

આ વાત સાંભળીને રત્નમયી ચમકી ઉઠી. ત્હેણે મનમાં ને મનમાં ધાર્યું, "મ્હારી સાસુનું હૃદય તદ્દન પથ્થરનું છે! આટઆટલું કરીને પગે પડીને કરગરી, રોઈ, દોષ સ્વીકાર કર્યો તે પછી પણ, ત્હેનું પાષાણ હૃદય કોમળ થતું નથી તો પછી હવે સુખની આશા ક્યાં?"

સાસુની આ વાત સાંભળીને રત્નમયીની આંખમાં આંસુ આવ્યાં. તે દ્રઢતાની સાથે એ આંસુની ધારા લ્હોઇ નાંખીને ઉપર ચાલી ગઇ. આંસુભરી આંખે પ્રભાવતીને આલિંગન કરીને બોલી—"બ્હેન! ત્હારા સ્નેહનું સ્મરણ આ જીંદગીમાં હું ભુલીશ નહિ. મ્હને વિદાય આપ બ્હેન!" રત્નમયી આટલા શબ્દો કહીને ઘણો વખત સુધી રોઇ.

પ્રભાવતી પોતાના પાલવવડે રત્નની આંસુભીની વિશાળ આંખો લ્હોઇને બોલી—"બ્હેન! સાસુજીએ હમણાં જ જે ત્હને કહ્યું, તે મ્હેં સાંભળ્યું છે. પણ બ્હેન એમને વરસ થયાં છે. શું કહેતાં કોઈ વખત શું કહે ત્હેનું કંઈ ઠેકાણું નથી, મ્હને પણ એવી જ રીતે ઘણું બોલે છે. હું હસીને

ઉડાવી દઉં છું. આ ત્હારૂં જ ઘરબાર છે બ્હેન ! તું ફરીથી આવજે. હું દાસીરૂપે ત્હારી પદસેવા કરીશ અને તું રાજાની રાણીરૂપે આ ઘરમાં રાજ્ય કરજે.”

રત્નમયી પ્રભાની આ મહત્વભરી વાતનો કંઇ પણ ઉત્તર આપી શકી નહિ. તે પ્રભાને છાતી સરસી ખેંચી લઇને, આંસુ પાડવા લાગી. એ અશ્રુએ જ ભાષામય બનીને પ્રભાને સમજાવી દીધું કે, તે ત્હેને ઘણી જ ચ્હાય છે.

એવામાં ઓચિંતો હરપ્રસાદ ત્યાં આવી પહોંચ્યો. આ અપૂર્વ દેખાવ જોઇને ત્હેની પણ આંખમાં પાણી આવ્યાં. શોક્ય શોક્યમાં એક રાતની અંદર આટલો બધો ભાવ ? ત્યારે શું પોતે બન્ને દેવદુર્લભ રત્નો પામ્યો છે !

હરપ્રસાદે કહ્યું-“ રત્નમયી ! પાલખી આવી છે. દૂર લાંબે રસ્તે આપણે જવાનું છે. માટે ચાલ તું મ્હારી સાથે.”

રત્નમયીએ વિના બોલે ચાલે તે ખંડને છોડીને નારાયણના મંદિરમાં જઇને ત્હેમને પ્રણામ કર્યા, ત્યારપછી સાસુની પગરજ માથે લઇને પાલખીમાં બેઠી.

હરપ્રસાદે પોતાને માટે એક ડોળી મંગાવી હતી. આજુબાજુ નવાબના સિપાઇઓની વચ્ચે એ પાલખી અને ડોળી-ગામનો રસ્તો પસાર કરીને સીમને રસ્તે આવી. ગામના રહેવાસીઓ હરપ્રસાદને નવાબના સિપાઇઓની વચ્ચે જોઇને, ભયથી ખસીને દૂર ઉભા રહ્યા.

જે વખતની વાત કરીએ છીએ, તે વખતે સપ્તગ્રામ એક વ્હેપારનું મુખ્ય બંદર હતું. સરસ્વતી નદી તે વખતે પણ સલિલ-સ્રોતની સંપદથી ભૂષિત હતી. સપ્તગ્રામ શહેર ઘણું ગીચ વસ્તીવાળું હતું. રસ્તા, ઘાટ, બજાર, હાટ, પરાં વિગેરેથી ભરેલું સપ્તગ્રામ તે વખતે આખા બંગદેશની અંદર એક ગણત્રીમાં ગણાતું નગર હતું. તે ઉપરાંત એ સપ્તગ્રામમાં મોગલ સરકારની મુખ્ય કચેરી હતી. ધન ધાન્યથી પૂર્ણ વિવિધ સંપત્તિવાળું એ સપ્તગ્રામ અને કચેરીના તાબામાં અનેક તાલુકા અને પરગણાં હતાં.

ફોજદાર, સુબેદાર શાયસ્તખાં આગળથી ઠપકો ખાધા પછીથી ઘણા દિવસ થયાં આ લુંટારા ભૈરવાનંદને પકડવાનો યત્ન કરતો હતો, પણ અત્યારની ઘડી સુધી ત્હેની એ મનકામના સિદ્ધ થઇ નહતી.

રત્નમયી જે સમયે લુંટારા ભૈરવાનંદને હાથ પડી, તે જ વખતે ત્હેની ખાસ દાસીએ કોઇ પણ રીતે તે ઠેકાણેથી નાસી આવીને કમલલોચન રાયને એ વિપદની અને ભૈરવાનંદના ગુપ્ત રહેઠાણની ખબર આપી હતી અને કમલલોચન રાયે આ શુભ સમાચારના બદલામાં એક મ્હોર ત્હેને બક્ષિસ આપી હતી.

કમલલોચનરાય, ફોજદારનો મુખ્ય આમિલદાર હતો. ત્હેના હુકમના તાબામાં બસો સિપાઇ ખડા ને ખડા હાજર રહેતા. એમાંના પચાસ ઘોડેસ્વાર હતા અને બાકીના દોઢસો પાયદળ સેના હતી. ભૈરવાનંદનો પત્તો મેળવીને કમલલોચન, મનમાં ને મનમાં ઘણો ખુશી થયો. જીવતી હાલતમાં એને પકડી શકયાથી, દસ હજાર રૂપિઆ રોકડા ઇનામ, પદની ઉન્નતિ અને યોગ્ય સિરપાવ મળશે. દાસીને મ્હોંયેથી બધા સમાચાર જાણીને કમલલોચન સમજ્યો કે, અતિ સામર્થ્યવાળા લુંટારા ભૈરવાનંદને પકડવાનો અને વિપદમાં આવી પડેલી પોતાની કન્યા રત્નમયીનો ઉદ્ધાર કરવાનો આજ ઘણો સારો યોગ છે.

પોતે જાતે આગેવાન થઇને કમલલોચન, એક સો માણસનું સૈન્ય લઇને, લુંટારાને પકડવાને ચાલ્યો. એની માર્ગદર્શક એ દાસી જ બની હતી. કેવી સ્થિતિમાં ત્હેણે ભૈરવાનંદનું મકાન ઘેરી લીધું હતું, ત્હેની વિગત વાંચકોએ અગાઉ વાંચી છે.

વ્યક્તિગતભાવે કમલલોચનને આ કામમાં ઝાઝી મહેનત ન પડી કારણ કે, ત્હેના જમાઇ હરપ્રસાદે, કોઇ ન જાણે તેવી રીતે, સુરાની સાથે અફીણ ભેળવી દઇને, ત્હેની ભવિષ્યની મહેનતને ઓછી કરી દીધી હતી. ભૈરવાનંદનું દળ જો એની સ્વાભાવિક સ્થિતિમાં હોત, કેફમાં ચકચુર ના થયું હોત તો, તેથી કરીને કમલલોચનને વધારે ટક્કર ઝીલવી પડત. કદાચ લુંટારાને પકડવા જતાં, પોતે જ ત્હેના હાથમાં પકડાઇ જાત.

ન્યાયને દિવસે ફોજદારનો દરબાર લોકોથી ઘણો ભરાઈ ગયો હતો. ફોજદાર મીર અલીખાં જાતે ન્યાયાસન ઉપર બેઠો હતો. ત્હેની બન્ને બાજુએ દરજ્જાવાળા રાજ્યના મોગલ અધિકારીઓ હતા. જમણી બાજુએ કમલલોચનરાય હતો. કમલલોચનની નજીકમાં હરપ્રસાદ ઉભો હતો. બાજુના એક ખંડમાં, પડદાને ઓથે રત્નમયી હતી.

લોકો બધા ભૈરવાનંદને મંત્ર શક્તિવાળો અને અજેય ધારતા. જે લોકો ગરીબ હતા તે લોકો એને ઘણું ચ્હાતા. પૈસાવાળાઓ એને દુશ્મન ગણીને એનો ધીક્કાર કરતા કેમકે તે ગરીબોનો માબાપ અને પૈસાવાળાઓનો કટ્ટો શત્રુ હતો.

બેડી નાંખેલી સ્થિતિમાં ભૈરવાનંદ, દરબારમાં એક બાજુ ઉપર, સિપાઇઓના પ્હેરા નીચે ઉભો હતો. ફોજદાર મીર અલીખાં મ્હોટે અવાજે બોલ્યા,—"લુંટારા ભૈરવ! મ્હારા મુખ્ય અમલદાર આ કમલલોચનરાયની કન્યાને ત્હેં બળપૂર્વક લુંટી હતી? કેમ ખરું કે નહિ? ખરી વાત કહે—જો જુઠું બોલ્યો તો ત્હને શીક્ષા ઘણી ભયંકર થશે."

ભૈરવાનંદે જોયું કે, જ્યારે હરપ્રસાદ અને રત્નમયી ત્યાં ત્હેના અપરા-

ખના પ્રત્યક્ષ સાક્ષીરૂપે સશરીરે હાજર છે, ત્યારે નીચે મ્હોંયે બધી વાતનો ત્હેણે સ્વીકાર કર્યો. રત્નમયીને બોલાવવાની જરૂર પડી નહિ.

ફોજદારે મ્હોટે અવાજે હુકમ કર્યો—"ત્હારા બન્ને હાથ કાપી નાંખવામાં આવશે. આજથી ત્હારી સ્વાધીનતા હંમ્મેશને માટે લઇ લેવામાં આવે છે અને ત્હને જન્મ કેદની શિક્ષા ફરમાવવામાં આવે છે."

આવી ભયંકર સજા સાંભળીને, દરેક જણ હૃદયમાંથી કંપી ઉઠયા, કારણ, ફોજદાર મીર અલીખાં ઘણો સખત અધિકારી હતો. ત્હેનો હુકમ કદિ પણ ખાલી ગયેલો કોઇએ જોયો ન્હોતો.

એવે વખતે એક બીજો અદ્દભુત બનાવ બન્યો! અવગુંઠનવતી રત્નમયી એકાએક સભાની વચ્ચે હાજર થઇને બોલી—"જનાબ મહેરબાન! જોવા જતાં ખરી રીતે હું જ આ મુકદ્દમાની વાદીઅણ છું. હજુરના દરબારમાં મ્હારી એક સામાન્ય અરજ છે. જનાબે આલી! ભૈરવાનંદે જો કે મ્હને કેદ કરી રાખી હતી ખરી, તે છતાં પણ તે મ્હારી સાથે યોગ્ય માનથી વર્ત્યો છે. એણે જો ઇચ્છા કરી હોત તો એ શયતાન મ્હારી ઉપર અત્યાચાર કરી શકત. પણ એમાંનું કશું પણ ત્હેણે કર્યું નથી. એને કારાગારમાં ન પુરશો, એને અંગહીન ન કરશો. ફોજદાર સાહેબ, દાસીની આટલી સામાન્ય અરજ મંજુર રાખશો!"

ઉત્તેજના અને ચાંચલ્યને લઇને રત્નમયીનું અવગુંઠન એકાએક એવામાં સહજ ખસી ગયું. ત્હેની ઉજ્વલ અપ્સરા જેવી સુંદર કાંતિ, ફોજદાર મીર અલીની નજરે પડી. એ રૂપ જોઇને, ત્હેના સમગ્ર દેહની અંદર વીજળીનો જાણે તીવ્ર પ્રવાહ વ્યાપી ગયો. મનમાં ને મનમાં તે બોલ્યો—"કેવું સુંદર રૂપ! આવી રૂપવતી તો મ્હેં અગાઉ કદિ પણ જોઇ નથી."

ફોજદાર રત્નમયીને સંબોધીને બોલ્યો,—"તમારી એક અરજ હું મંજુર કરવાનો સ્વીકાર કરૂં છું. પણ બીજીનો સ્વીકાર હું કરી શકીશ નહિ. તમારી અરજને લઇને એના હાથ બન્ને કાપી નાખવાનો હુકમ હું પાછો ખેંચી લઉં છું. પણ, પ્રજાના શત્રુ, દેશની શાંતિના શત્રુ, એ લુંટારાને હું આખી જીંદગી કેદની સજા ફરમાવું છું. એને પકડવાની બાબતમાં જે દસ હજાર રૂપિઆનું ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું તે, ત્હમારા પિતાને બક્ષીસ મળશે અને પદમાં ત્હેમનો દરજ્જો વધારવામાં આવશે."

રત્નમયીએ અત્યાર પ્હેલાં જ પોતાના મ્હોં ઉપરનું અવગુંઠન તાણી લીધું હતું. ફોજદારનો આ હુકમ સાંભળીને, એક સલામ ભરીને તે પાછી પોતાની જગ્યાએ ચાલી ગઈ. રત્નમયીની આ ઉદારતા અને ક્ષમાનો ગુણ જોઇને

આખી સભા વિસ્મય પામીને, હેને ધન્યવાદ આપવા લાગી અને હરપ્રસાદ પણુ સમજ્યો કે એ દંભમયી રત્નમયીની ચિતાભસ્મની અંદરથી એક દેવી પ્રતિમા જાણે રત્નમયીનું રૂપ ધરીને આ પૃથ્વી ઉપર વિચરણ કરે છે.

ફોજદારના હુકમથી, તરતજ સભા બરખાસ્ત થઇ. લોકથી ભરેલો દરબાર ધીમે ધીમે લોક વિનાનો થઈ ગયો. ફોજદારે અધિકારી વર્ગને વિદાય આપી. એ દરબારના વિશાળ ખંડની અંદર બીજું કોઇ પણુ રહ્યું નહિ. રહ્યાં માત્ર કમલલોચન, હરપ્રસાદ અને રત્નમયી.

ફોજદાર મીર અલીખાંએ પ્રસન્ન મુખે કમલલોચન રાયને કહ્યું, " ધન્ય છે ત્હમને ! કમલલોચન રાય, કે ત્હમે એક આવી રૂપવતી કન્યાના પિતા છો. આવું અપૂર્વ રૂપ અગાઉ મ્હેં કદિ પણુ જોયું નથી. એના દેહના સૌંદર્ય કરતાં મનનું સૌંદર્ય એથી પણુ વિશેષ છે. ત્હમે હવે આજે વિદાય થઇ શકો છો."

બીજું કંઇ પણુ વધારે ન બોલતાં ફોજદાર ઘણા ચિંતાયુક્ત મનથી વિકળ હૃદયે દરબાર ગૃહમાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણુ ૧૧ મું.

### મોહાંધ મીર અલી.

મહાકવિ ફિર્દુસીએ કહ્યું છે કે—" સ્ત્રીઓનું રૂપ અને દારૂનો નિશો, ઘણો જ અનર્થ ઉત્પન્ન કરે છે. રૂપ, રૂપિઆ અને મદિરા, દેવને શયતાન બનાવી મુકે છે. મદિરાનો નિશો જલ્દીથી ઉતરી જાય છે, પણુ રૂપનો નિશો જલ્દીથી જતો નથી, ઉલ્ટો દિવસે દિવસે વધતો જાય છે."

કવિનાં આ વાક્યો જરા પણુ અતિશયોક્તિવાળાં નથી. જગતમાં એના દાખલા પણુ ન મળે તેવું નથી. તૈયાર દાખલો—આ ફોજદાર મીરઅલીખાં.

જો પ્રબળ શક્તિશાળી લુંટારા સરદાર ભૈરવાનંદને દબાવી શક્યો ન હોત તે, ફોજદાર મીરઅલીને માલિકે-મુલક સુબેદાર શાયસ્તખાંની આગળથી તિરસ્કાર મેળવવો પડત તે, એને આ અસંભાવિત ઉપાયથી તાબે કરીને જેટલો ખુશી ન થયો તેટલો તે, કમલલોચન રાયની કન્યા રત્નમયીની ઉજ્જ્વળ કાંતિ જોઇને પ્રફુલ્લિત બન્યો.

બંગાળ દેશના એક વિભાગનો દંડમુંડનો અધિકારી, ફોજદાર મીરઅલી, દીવાથી પ્રકાશિત પોતાના મકાનના એક ખંડની અંદર બેસીને, ઉંડી ચિંતામાં ડુબેલો હતો. હેની આગળ બીજું કોઇ પણુ નહતું, હતો ફક્ત હેના હુકમની રાહ જોતો દ્વાર આગળ બેઠેલો એક ગુલામ. હેની સ્હામે રૂપાના એક પાત્રમાં

ભરેલી રાતા પાણીના રંગની રૂપ તરંગથી ઉજ્વળ, ચિત્તને સંતોષ આપનારી, ગુલાબની વાસવાળી ઉત્તમ બસરાઇ મદિરા હતી.

અગાધ પાણીથી ભરેલા તળાવના પાણીમાં લોઢું નાખતાં, એ તળાવનો પટ જેમ ચંચળ થઇ ઉઠે છે, તેવીજ રીતે મીરઅલીના હૃદયની સ્થિતિ પણ આજે બરાબર એવીજ જાતની હતી. ત્હેની અંદર તરંગ ઉપર તરંગ ઉઠીને, ફરીને પાછા શમાઇ જતા હતા.

મીર સાહેબ મદિરાની શીરોહીમાંથી એક જામ મદિરા પોતાને હાથે ભરીને તે પી ગયા. નિશો જરા જામતાં ત્હેમણે જોયું કે, અસંખ્ય દીવાના પ્રકાશથી ઉજવળ એ ખંડ જાણે સ્વપ્નરાજ્યમાં ફેરવાઈ ગયો છે. એ ખંડમાંના ગુલાબ ગુચ્છમાંથી જે મધુર સુગંધ બ્હાર નીકળે છે, તે ઘણીજ મગજને તર કરનારી છે. આયના પર ઝુલતી, તાજાં ખીલેલાં માલતી ફુલની માળાની સુગંધ જાણે મદિરાની વાસથી ભરેલી જણાય છે. ત્હેના કાનમાં એક ઠેકાણે છુપાયલા ઇસ્તાંબુલી અત્તરના પુમડાની સુગંધ ઘણી મોહક છે. ત્હેનો એ નિર્જન વિશ્રામકક્ષ જાણે સ્વર્ગમાં બદલાઇ ગયો છે. પણ હાય! એ સ્વર્ગની અધિષ્ઠાત્રી દેવીરૂપે કોઇ સુંદરી ત્યાં હાજર નથી!

મીરઅલીખાં મનમાં ને મનમાં વિચાર કરતો હતો—કેવું સુંદર રૂપ એ કમલલોચનની કન્યાનું! આટલો વખત અભિમાન કરીને હું ફરતો હતો કે, મ્હારા જનાનખાનામાં જે બધી શ્રેષ્ઠ સુંદરીઓ છે, તેજ એકલી ખુદાની દુનિયાની સર્વથી ઉત્તમ રૂપવતિઓ હશે. પણ કમલલોચન રાયની એ પરમ સુંદરી કન્યાને જોઇ છે ત્યારથી, મ્હારો એ ભ્રમ દુર થયો છે!

કેવાં સુંદર એ કમલ-નયન? કેવી અપૂર્વ ત્હેની એ ભ્રમર-કાળી ઘટ્ટ કેશ વેણી, કેવી સુંદર એ વાંકી ભ્રમ્મર! કેવી અપૂર્વ લાજ-ભય-સંકોચથી ભરેલી ત્હેની નીચી નજર! કેવો મનોહર રક્ત રાગમય કુસુમ કોમલ ત્હેનો ગંડદેશ! કેવી વાંકી હંસને શરમાવે તેવી શ્વેત ત્હેની ગ્રીવા! આવી સુંદર કોઈ બીજી હોઈ શકે ખરી? યા ખુદા! મહેરબાન મ્હને આ શું કર્યું પ્રભુ! હું આટલા મ્હોટા મુલકનો ફોજદાર—મ્હારા ચિત્તને આટલું બધું શક્તિહીન કેમ કર્યું પ્રભુ!

ફોજદાર સાહેબે ફરીથી શિરાઝી મદિરાનું પાન કર્યું. રૂપનો નિશો હતો તેથીયે વિશેષ તીવ્ર થઇને ત્હેના મગજની અંદર વ્યાપી રહ્યો. તે અસ્ફુટ સ્વરે બોલવા લાગ્યો—"કમલલોચન રાયે મ્હને એકવાર કહ્યું હતું કે ત્હેના જમાઇએ ત્હેની કન્યાનો પરિત્યાગ કર્યો છે! જો ત્હેની આ વાત સત્ય હોય તો, તેથી કરીને આ સુંદરીશ્રેષ્ઠાને હાથ કરવામાં, મ્હને લાગે છે કે, વધારે

મ્હેનત નહિ પડે. મ્હારી એક સાધારણ ઇચ્છા અધૂરી રહે તો, ત્હેને માટે હું ઉથલપાથલ કરી નાંખું, તો આવી મ્હોટી ઇચ્છા મ્હારી, જેને માટે આહાર, નિદ્રા, વિલાસ, વ્યસન, સંગીત, રાજકાર્ય સુદ્ધાં મ્હને પ્રિય નથી લાગતાં, તે અસંપૂર્ણ રહેશે ? મ્હારી આટલી બધી સ્વાધીન શક્તિ ઉપર કલંક ચોંટશે ? નહિ, કોઇ પણ રીતે હું સહન કરી શકીશ નહિ."

મીર અલીખાંએ આવી જાતના અદ્ભુત વિચારોથી અધીરા બનીને, એ વિચારોને દાબી દેવાને માટે એક જામ શિરાઝી સુરા ફરીથી પીધો. પણ ત્હેનાથી ત્હેના હૃદયની જ્વાલા શમી નહિ, પણ ઉલ્ટું બળતામાં ઘી હોમ્યાની માફક તે પ્હેલાં હતો તેનાથીયે વિશેષ વેગથી ગર્જી ઉઠયો.

મીરઅલી પોતાના દિવાનખાનામાં આંટા મારતો મનમાં ને મનમાં બોલવા લાગ્યો—" હાય ! હું કેવો મુર્ખ છું ! પોતાની અસાધારણ શક્તિમાં મ્હને આટલો સંદેહ ! એ જ કમલલોચન રાયને મ્હેં સદર આમિલદારનો દરજ્જો આપ્યો છે. ત્હેને આશ્વાસન આપ્યું છે કે, જલ્દીથીજ સુબેદારની સનંદ મંગાવીને ત્હેને ' રાજા ' નો ઇલકાબ આપીશ. ત્હેને પાંચસો માણસની સેનાના મનસબદારનું પદ આપીશ. આટલી મહેરબાની હું એના ઉપર કરીશ, પણ એ એના બદલામાં મ્હારી એક સામાન્ય માગણીને કબુલ નહિ કરે ? જો નહિ કરે તો, તેને માટે હું ત્હેનું બધું ધુળધાણી કરી નાંખીશ. કૌટિલ્ય નામનો વિસ્તાર કરીને ત્હેને, આ ભૈરવ લુંટારાની માફક કારાબદ્ધ કરી રાખીશ. એક દિવસ ત્હેને રસ્તાનો ભિખારી બનાવી દઇશ."

મીર અલીખાં ત્હેના આ સુખ સ્વપ્નનો ખ્યાલ સંપૂર્ણ રીતે પાર પાડી નહિ શક્યાથી, ઘણો જ અધીરો બની ગયો. ચિત્તને શાંતિ લાવવાને માટે રક્તાંબુદ સમી શિરાઝી સુરા સુંદરીની ત્હેણે સંવર્દ્ધના કરી. ત્યારપછી મ્હોટે સાદે બુમ પાડી " કોઇ છે હાજર ? "

એક ગુલામ દ્વાર આગળ બેસીને ઝોકાં ખાતો હતો. તે બિચારો લાંબો વખત થયાં ખુદાવંદના કામની કાંઇ ફરમાયેશ નહિ મળવાથી, આળસ ઘેર્યા નેત્રથી તંદ્રાસુખ ભોગવતો હતો. ફોજદાર સાહેબની બુમથી ચમકી ઉઠીને આંખો ચોળતો ચોળતો તે, દિવાનખાનામાં દાખલ થયો અને જમીન સુધી વાંકા વળીને એક લાંબી સલામ ભરીને તે ઉભો રહ્યો.

ફોજદારે કહ્યું " ગુલામ ! હમણાં ને હમણાં જ એક સૈનિકને અહિં હાજર થવાનું કહે. ઘણુંજ જરૂરી કામ છે ! "

ગુલામ તરત જ રાત્રે સૈનિકને બોલાવવા ચાલ્યો. આજુબાજુમાં ઘણા સિપાઇઓ હતા. પણ તેને તેમની ફરજ ઉપરથી બીજે ખસેડવાનો હુકમ

ન્હોતો. એજ મકાનની હદમાં એક છેડે પેહેરેગીર સેનાને રહેવા માટેનું મકાન હતું. ત્યાં જઇને, તે ગુલામ એ સેનાના સરદારને સાથે તેડીને ચાલ્યો.

ફોજદાર સાહેબના દિવાનખાનામાં દાખલ થઇને, ભૂમિપર્યંત નીચા વળીને એક લાંબી સલામ કરીને સૈન્યાધ્યક્ષ બોલ્યો—"જનાબ! ગુલામ હાજર છે, ફરમાવશો!"

મીર અલીએ કહ્યું—"નેયામત! આજ રાત્રે ત્હને એક જરૂરી કામનો ભાર સોંપું છું! આપણા સપ્તગ્રામની અંદર, સદર આમિલદાર કમલલોચન રાયનું મકાન તો ઘણું કરીને તું જાણે છે."

સૈનિકે કહ્યું—"હા, હું જાણું છું જનાબ! એ દિવસ ઉપર હું જ પોતે રાય સાહેબના મકાન પર હુઝૂરે આલીનો કાગળ પોંચાડી આવ્યો હતો."

"ઘણું સારૂં! તું હમણાં જ રાય સાહેબને ખબર આપ કે, કોઇ જરૂરી કામને માટે, હું તેમને અત્યારે જ મળવા માંગું છું. ત્હેમને હમણાં ને હમણાં જ અંહિ હાજર થવાનું કહે."

સૈનિક ફરીથી સલામ કરીને બોલ્યો—"રાત્રિનો બીજો પ્હોર લગભગ પૂરો થયો છે, એવે વખતે—"

મીર અલી રોષપૂર્વક ગર્જના કરીને બોલ્યો—"ચુપ રહે ગુલામ! મ્હારા હાથ નીચેના એક સામાન્ય સૈનિકની સલાહ પ્રમાણે હું ચાલવા માંગતો નથી. ત્હને જે હુકમ કર્યો, તેનો હમણાં ને હમણાં જ અમલ કર. કમલલોચન રાય જો ઉંઘી ગયા હોય તો પણ ત્હેમને જગાડજે."

ધમકી ખાઇને સૈનિક સરદાર નેયામતખાં તરત જ તે જગ્યાએથી ચાલ્યો ગયો. ફોજદાર સાહેબનો મિજાજ જોઇને, મનમાં ને મનમાં તે બોલ્યો—"શયતાન જ્યારે આટલો બધો ન્હીડાયો છે, ત્યારે બાબત કંઇ સહજ નહિ હોય!"

---

## પ્રકરણ ૧૨ મું.

---

### અટપટી મુંઝવણ.

ઘરમાં કુલદેવતા લક્ષ્મીનારાયણની પ્રતિમા વિરાજમાન હતી, પણ કમલલોચન રાય પોતે ચુસ્ત શાક્ત હતો. તેટલા માટે ત્હેણે કાલિકામૂર્તિની સ્થાપના કરી હતી. લુંટારા ભૈરવાનંદને કારાગારમાં મોકલાવીને, ત્હેનો આનંદસ્રોત પૂર્ણરૂપે ઉછળી રહ્યો હતો, કેમકે લુંટારાને પકડયાના ઇનામ રૂપે, તેને અવશ્ય નવાબ-દરબારમાંથી "રાજા" નો ઇલ્કાબ અને ત્હેની સાથે

સનંદ ખિલાત અને સરકારે જાહેર કરેલું રોકડ દસ હજાર રૂપિઆનું ઇનામ મળશે. તે દિવસ ત્હેને માટે ઘણો શુભ દિવસ હતો કેમકે આ બનાવથી, એક મહાવિપદના ગ્રાસમાંથી ત્હેની સ્નેહમયી કન્યા રત્નમયીને તે જીવિતાવસ્થામાં પાછી મેળવવા પામ્યો હતો. જમાઇ હરપ્રસાદ પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો હતો, છતાં પણ આ લાંબા છ વરસ પછી, ત્હેની સાથેનો આગળનો અણબનાવ મટી ગયો હતો.

એટલા માટે લાંબી રાત સુધી ત્હેણે શક્તિમંદિરમાં પૂજા અર્ચના કરીને વખત વીતાવ્યો. પૂજા વિગેરે પુરૂં કરીને જેવો જમવા બેસવા જાય છે તેવામાં, ફોજદારનો સૈનિક ત્હેના મકાનના બારણા આગળ આવી પ્હોંચ્યો.

દ્વાર ઉપર એક સિપાઇ હતો. દેવડી પર પાંચ સાત જમાદારો હમ્મેશાં હાજર રહેતા. તેમાંનો કોઈ ખાટલા ઉપર લાંબો થઇને, સુતો સુતો ભાંગના નિશાના ખ્યાલમાં, પોતાની પ્રિયતમા દેશવાળીનું મધુર સુખ સ્વપ્ન જોતો હતો, તો કોઇ તેજ રાત્રે ઘણા મૃદુ સ્વરથી ભજન ગાતો હતો. કોઇ કોઇ એ ભજનને એક મનથી સાંભળતા હતા અને માથું ડોલાવીને તારિફ કરતા હતા.

જે સિપાઇ બહારના દરવાજા પર હતો ત્હેને, ફોજદારના સૈનિક નેયામતખાંએ, ઉપરીપણાનો ડોળ બતાવીને કહ્યું—"ત્હારા માલિક ક્યાં છે ?"

સિપાઈ, ફોજદારનું મકાન સાચવનારા સિપાઇઓના મુખ્ય અધિકારીને એકાએક ત્હેની સ્હામે જોઇને, માથું નમાવીને એક સલામ કરીને બોલ્યો,—"અત્યારે તો રાયસાહેબ ઉંઘી ગયા છે. રાત ઘણી થઇ છે સાહેબ!"

ફોજદારનો સિપાઇ બોલ્યો—"તું હમણાં ને હમણાં જ ત્હેમને ખબર આપ કે, એક જરૂરના સમાચાર લઇને ફોજદાર સાહેબની તરફથી ત્હેમનો મુખ્ય સિપાઇ આવ્યો છે. યાદ રાખજે,—બાબત ઘણી ગંભીર છે."

સિપાઇએ, રાય સાહેબની એક દાસીને જોતાં, આ ખબર આપવાનો ભાર ત્હેનીજ ઉપર નાંખ્યો અને એક સ્ટુલ લાવી આપીને, નેયામતને બેસવાનો આગ્રહ કર્યો.

જમવાનો સમય થયો છે. રાય સાહેબની પત્ની કલ્યાણી અને કન્યા રત્નમયી દરેક પળે ત્હેના આવવાની રાહ જુએ છે, એવામાં તે એ ખંડની અંદર દાખલ થયો.

કન્યાને આટલી રાત સુધી જાગતી રહેલી જોઇને, રાય સાહેબે હસ્તે મ્હોંયે કહ્યું—"તું હજી આટલી રાત સુધી જાગતી રહી છે, રત્નમયી?"

રત્નમયીએ હાસ્ય મુખે ઉત્તર આપ્યો—"કેટલા દિવસથી જમતી વખત

હું તમારી પાસે બેઠી નથી—આજ કંઇ એવી ઇચ્છા થઇ, તેથી હજી પણ હું જાગતી છું.”

રાય સાહેબે પાટલા પર બેશીને, જેવું ઘુંટડો ભરીને પાણી પીવા માટે પાણીનું પવાલું ડાબા હાથમાં પકડયું છે, એવામાં ઉપર કહેલી દાસી વિમલાએ, ધીર ગતિથી ત્યાં આવીને, ફોજદારના સિપાઇના આવ્યાની ખબર આપી.

પાણી પીવાનું પડતું મુકીને કમલલોચન રાય પાટલા ઉપરથી ઉઠીને ઉભો થયો. પત્નીને કહ્યું–“ત્હમે જરા ખોટી થાવ. આજ મ્હને લાગે છે કે, મ્હારા નશિબમાં જમવાનું નથી. આટલી રાત્રે જ્યારે ફોજદારનો સિપાઇ આપણે બારણે આવ્યો છે, ત્યારે નક્કી જ કંઇ એક મુશ્કેલ બનાવ બન્યો હશે. મ્હને લાગે છે કે, એ લુંટારો ભૈરવાનંદ હરામખોર, નક્કી કારાગારમાંથી નાસી ગયો હશે.”

રાય સાહેબ, તરત જ જમવાનું પડતું મુકીને નીચે ચાલ્યા આવ્યા. ફોજદારના સિપાઇએ ત્હેને જોતાંની સાથેજ ઉભા થઇને સલામ કરી.

રાય સાહેબે પ્રસન્ન મુખે પ્રશ્ન કર્યો–“કેમ શું બાબત છે, નેયામતઅલી ?”

નેયામતઃ અંદરની વાત તો જાણતો નથી હજુર! પણ નવાબ સાહેબનો મિજાજ ઘણો ખરાબ જણાતો હતો. (ફોજદારના હાથ નીચેના માણસો બધા એને “નવાબ” કહીને બોલાવતા.)

રાય સાહેબઃ કેમ, એનું શું કારણ ?

નેયામતઃ તે તો હું જાણતો નથી જનાબ! ત્હેમણે વિના વિલંબે આપને ત્હેમની આગળ હાજર થવાની આજ્ઞા કરી છે. હમણાં ને હમણાં આપને હાજર થવું જોઇશે.

કમલલોચન રાય આવા સખ્ત તેડાનું કંઇ પણ કારણ નક્કી નહિ કરી શક્યાથી, સ્હેજ કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. સિપાઇને જીજ્ઞાસા ભર્યો પ્રશ્ન કર્યો–“પેલો હરામખોર લુંટારો તો નાસી નથી ગયો ને ?”

નેયામતઅલીઃ ના હજુર! એ બાબત આપ નિશ્ચિંત રહેશો! ત્હેને જમીનના નીચેના એક ભોંયરામાં રાખવામાં આવ્યો છે. ત્યાંથી એક મંકોડા સરખાને પણ નાસી જવાનો લાગ નથી, તો માણસ તો કોણ માત્ર ?

બાબત શું હશે, ત્હેનું કંઇ નક્કી નહિ કરી શક્યાથી કમલલોચને તે સિપાઇને કહ્યું–“હું કપડાં બદલીને હમણાં જ આવું છું. તું આગળ જઇને નવાબને ખબર આપ.”

સરદાર સિપાઇ આ વાત સાંભળીને, રાય સાહેબને ફરીને એક સલામ કરીને, તે ઠેકાણેથી ચાલ્યો ગયો.

કમલલોચન અંદરના ઓરડામાં ગયો. મનમાં ને મનમાં બોલ્યો—"આને જ કહે નવાબી ચાકરી! મ્હારી સ્થિતિ હું જોઉં છું કે, કુતરા કરતાંયે અધમ છે! આ દેશનો સદર આમિલદાર હું, પાંચસો સિપાઇ મ્હારા હુકમને આધીન, મ્હારા ભયથી વાઘ બકરી એક આરે પાણી પીએ! પણ તે છતાંયે મ્હારી દશા તો આખરે આજ! તૈયાર અન્નનો ત્યાગ કરીને, આટલી રાત્રે ફોજદારનો હુકમ સાંભળવાને માટે, મારે ત્હેને મકાને દોડવું પડશે. હાય મા! જગદંબે, આવું બધું તમારા મનમાં હતું મા!"

ઉપર ચાલ્યા આવીને, કમલલોચને પોતાની પત્નીને સંબોધીને કહ્યું,—"કલ્યાણી! ભગવાને આજ મ્હારા નશિબમાં અન્ન લખ્યું નથી. ફોજદાર સાહેબે મ્હને ઘણી તાકીદ કરીને બોલાવ્યો છે. મ્હારે હમણાં ને હમણાં જ નવાબને મકાને જવું પડશે. ત્હમે બધા જમી પરવારીને સુઇ રહેજો."

પત્નીને કંઈ પણ વાત કરવા જેટલી તક આપ્યા વિના, કમલલોચન બીજા ખંડમાં કપડાં બદલવા ગયો. રાજ દરબારને છાજે તેવાં કપડાં ત્હેણે પ્હેરી લીધાં. ત્યાર પછી પોતાના ગૃહદેવતાનાં દ્વારની સ્હામે ઉભો રહીને હાથ જોડીને તે બોલ્યો,—"જોજે મા! આજે કંઇ પણ વિઘ્ન ના આવે. હમણાં જ માત્ર હું ત્હારા ચરણમાં ફુલપત્ર અર્પણ કરીને ઉપર આવું છું."

કમલલોચન રાયે, અત્યાર પ્હેલાંથી પોતાના એક નોકરને પાલખી તૈયાર રાખવાનો હુકમ કર્યો હતો. પાલખી–વાહકો, સદર દરવાજા ઉપર પાલખી લઇને ત્હેને માટે વાટ જોતા હતા.

ભયકંપિત હૃદયે, આશંકા ભરેલા ચિત્તે, ઇષ્ટદેવતાનું નામ લઇને કમલલોચન પાલખીમાં બેઠો. એકાએક પાલખીની ઉપરના દાંડા સાથે ત્હેનું માથું અથડાયું. માથા ઉપરથી પાઘડી ખશી જઇને જમીન પર પડી.

પાલખીમાં બેસતી વખત આવી જાતનું નહિ ધારેલું વિઘ્ન જોઇને, ઘણા જ શંકા ભરેલા ચિત્તથી કમલલોચને પાઘડી ઉપાડી લઇને માથે મુકી, અને પાછો પાલખીમાં બેઠો. બરોબર એ જ વખતે નજીકના એક વૃક્ષની ડાળ ઉપરથી ઘુવડે કઠોર સ્વરથી ચીસ પાડી.

આ કઠોર ચીસથી, કમલલોચનનું હૃદય કંપી ઉઠયું. ઘણું ભયાનક લક્ષણ! આટલા દિવસથી નવાબ દરબારમાં તે આવજા કરતો હતો, પણ કદિપણ આવી જાતનો અશુભ યોગ ત્હેને ન્હોતો આવ્યો.

કમલલોચન પાલખીમાં બેસતાંની સાથે જ વાહકો પાલખી લઇને દોડવા લાગ્યા. ત્હેના મકાનથી ફોજદારનું મકાન જરા દૂર હતું. ફોજદારના દરબારમાં

હમેશાં આખો વખત હાજર રહેવાનું થતું હોવાથી, સપ્તગ્રામમાં ત્હેણે આ મહેલ સમાન મ્હોટું મકાન બંધાવરાવ્યું હતું, અને ત્હેમાં જ તે રહેતો હતો.

અમાવાસ્યાની રાત છે. ચારે તરફ ભયંકર અંધકાર છે! તે ગાઢા ઘોર અંધકારમાં નજીકની વસ્તુ પણ દેખી શકાતી ન્હોતી. કાળા આકાશમાં ઉજ્વળ અસંખ્ય તારાઓ ચમકતા હતા. આ કોટિ કોટિ તારાઓના એકત્ર પ્રકાશથી, અંધકાર ઝાઝો ઘટ્ટ થઇ શક્યો ન્હોતો. કમલલોચન પાલખીમાં બેસીને, એકચિત્તે ઇષ્ટમંત્રનો જપ કરવા લાગ્યો. યોગ્ય વખતે એ પાલખી, ફોજદારના મકાનના દરવાજાની અંદર દાખલ થઇ. દ્વાર ઉપરના પ્હેરેગીરે રાયસાહેબને જોઇને હથિઆર નમાવીને માન આપ્યું.

મીર અલીખાં અતિ ઉત્કંઠિત ચિત્તે, ત્હેના આવવાની રાહ જોતો હતો. કમલલોચને દિવાનખાનામાં દાખલ થઇને, જરાતરા કુર્નિશ કરીને કહ્યું,—"ખુદા, જનાબનું મંગલ કરો. આટલી રાત્રે મ્હને શા સારૂ સંભાર્યો છે, હુઝૂરે આલી? કોઇ જરૂરી રાજકાર્ય છે શું?"

ફોજદાર મીર અલીખાં, રાયસાહેબને આંગળીના ઇશારાથી નજીકનું એક વિરામાસન બતાવી દઇને બોલ્યો,—"ત્યાં બેસો. રાજકાર્ય તો બરાબર નથી, પણ છતાં કામ મ્હારૂં પોતાનું છે."

કમલલોચન માથેથી પાઘડી ઉતારીને ફરીને એક સલામ કરીને બોલ્યો,—"એવું મ્હારૂં કેવું સૌભાગ્ય, કે જનાબને હું કામે લાગું!"

મીરઅલી સ્વર્ણમય એક ન્હાના પાત્રમાં શિરાઝી રેડીને, તે પી ગયો. ત્યાર પછી બોલ્યો—"કમલલોચન રાય! મ્હેં ત્હમને નથી શું આપ્યું? સપ્તગ્રામ, વર્દ્ધમાન અને વીરભૂમ એ ત્રણ ત્રણ મ્હોટાં પરગણાનું આમિલદાર પદ મ્હેં ત્હમને આપ્યું છે! જો પાંચ વરસ સુધી હજી ત્હમે જરા સમજી સાચવીને ચાલી શકો તો, ત્હમે અતુલ ધનશાળી થઈ શકો."

કમલલોચન બન્ને હાથ ઉંચા કરીને સલામ કરીને બોલ્યો,—"એ જહાંપનાહનો અનુગ્રહ."

ફોજદાર સાહેબે કહ્યું,—"બાદશાહ રહે છે દિલ્લીમાં. એ દિલ્લી આ બંગાળ દેશથી કેટલે દુર છે. અને સુબેદાર કદિ રહે છે રાજમહાલમાં તો કદિક રહે છે જહાંગીરનગરમાં. ખરી રીતે જોવા જતાં તો હું જ આ કેટલાંક મ્હોટાં પરગણાનો માલિક, સર્વસત્તાધીશ અધિકારી છું. કમલચોચન! હું ઇચ્છા કરૂં તો શું ન કરી શકું? ત્હમે જાણો છો કે, હું ઔરંગજેબ બાદશાહનો ઘણો નજીકનો સંબંધી છું. સુબેદાર શાયસ્તખાંના ભાઇનો જમાઇ છું. હું નવાબ શાયસ્તખાંને કહીને, તરત જ ત્હમને રાજસનંદ મંગાવી આપીશ!"

કમલલોચન રાયની જીવનની બધીએ ઇચ્છા પૂર્ણ થઇ હતી, બાકી હતી માત્ર, આ રાજાનો ઇલ્કાબ અને તેને અંગે મળવાં જોઇતાં એ પદસૂચક રાજ–ચિન્હ અને ઝાલરદાર પાલખી. પણ ફોજદાર સાહેબની ભૂમિકાનો આ આડંબર જોઇને મનમાં ને મનમાં તે ઘણો જ શંકા પામ્યો. મીર અલીખાં, એક જબરજસ્ત અધિકારી અને ઘણા ઓછા બોલા સ્વભાવનો હતો. જેની કૂટ યુક્ત–જાળમાં દાખલ થવું સહજ ન હતું, ત્હેને મ્હોંયે આટલી બધી લાંબી વાત શા માટે?

ફોજદાર સાહેબ બે ચાર મિનિટ સ્થિર રહ્યા પછી બોલ્યા,—"કમલ-રાય! ત્હમારે માટે હું જ્યારે આટલું બધું કરી શકું તો–ત્હેને બદલે ત્હમે મ્હારૂં એક સામાન્ય કામ નહિ કરો?"

કલમલોચન ત્હેના મનનો ભાવ સમજી નહિ શકવાથી મ્હોટી સમસ્યામાં પડ્યો. આ દાંભિક ફોજદાર, જે જાહેર દરબારમાં ત્હેની સાથે કામ શિવાય કદિ કંઈ વાતે ન્હોતો કરતો, પોતાને હાથ જોડીને જેની આગળ એક સામાન્ય ગુલામની માફક ઉભું રહેવું પડતું હતું, ત્હેને આટલો વિનય, આટલું માન શા માટે?

મીર અલીખાંએ એક વાર ફરી શિરાઝી પાન કરી. ચક્ષુ–લજ્જાનું જરા તરા આવરણ જે રહ્યું હતું, તે પણ દૂર થયું. પ્રસન્ન મુખે તે બોલ્યો,—"તે દિવસના દરબારમાં મ્હેં ત્હમારી કન્યાને જોઈ હતી. પ્રાણમયી હુરીના જેવી, આવી અતુલ રૂપવતી આજ સુધી કદિ પણ મ્હારી નજરે નથી પડી. રાય-સાહેબ! ત્હમે અતિ ભાગ્યવાન છો કે, ત્હમને આવી સુંદર કન્યા મળી છે!"

વાત સાંભળતાંની સાથે જ કમલલોચન રાયનું હૃદય કંપી ઉઠ્યું. ત્હેણે મનમાં વિચાર કર્યો—"આ પ્રતાપી ફોજદાર મીર અલીખાં ઘોર વિલાસી, ઇંદ્રિયપરાયણ, યથેચ્છાચારી છે. ગુપ્ત દૂતી રોકીને અનેક દુઃખી, નિર્દોષ ગૃહસ્થ-કુલ–કન્યાનું એણે સત્યાનાશ વાળ્યું છે. કેવી ભયંકર વાત મ્હારે હમણાં સાંભળવી પડશે, ત્હેની કોને ખબર!"

મીર અલીએ કહ્યું—"કમલલોચન રાય! ત્હમારી સુંદર કન્યા શા સારૂ મ્હારી સ્હામે આવી હતી? ત્હેને જોઇ છે ત્યારથી હું એકોવારે ભાન ભુલી બેઠો છું. મ્હને આહારમાં શાંતિ નથી, જાગવામાં સુખ નથી. કમલ રાય! કેટલાક દિવસ અગાઉ ત્હમે જ વાતની અંદર મ્હને કહ્યું હતું કે, ત્હમારી આ પરમ સુંદરી કન્યાનો ત્હમારા જમાઇએ ત્યાગ કર્યો છે. હું એ પરિત્યક્તા સુંદરીને મ્હારી બેગમ બનાવવા ઇચ્છુ છું!"

આ વાત સાંભળીને કમલલોચન રાય આસનનો ત્યાગ કરીને ઉઠીને

ઉભો થયો. સમગ્ર આકાશમંડળ જાણે હેના માથાપર તૂટી પડયું. હેના પગ નીચેની ધરતી જાણે પાયામાંથી કંપી ઉઠી. કમલલોચન રાય ઉદાસ દૃષ્ટિથી બોલ્યો,—"આ હું શું સાંભળું છું ફોજદાર સાહેબ! આ જ વાત કહેવાને માટે શું ત્હમે મ્હને આટલી રાત્રે બોલાવ્યો છે?"

મીર અલીખાં ગંભીર મુખે બોલ્યો—"ખરેખર એટલા જ માટે. રાય સાહેબ ત્હમારા જેવા હાથ નીચેના એક અમલદાર સાથે રાજકાર્ય સંબંધની કોઇ વાત આટલી રાત્રે હોઇ શકે નહિ, હેનો શું ત્હમે એક વાર પણ વિચાર કરી જોયો નથી?"

કમલલોચન રાયે કહ્યું–"જનાબ! આપ એક મ્હોટી ભુલ કરો છો!"

મીર અલીઃ કેમ, શાની?

કમલલોચનઃ મ્હારી કન્યા સંબંધીની બધી વાત આપે સાંભળી નથી. મ્હારા જમાઇએ હેને ફરીથી સ્વીકારી છે અને એ વાત પણ હું ધારૂં છું કે હુજુરની સ્મૃતિ બહાર નહિ હોય કે, મ્હારા જમાઇનીજ મહેનતના ફળથી આપ ભૈરવાનંદ લુંટારાને એટલો સ્હેલાઇથી પકડી શકયા હતા અને મ્હારાં કન્યા જમાઇને આ બાબતમાં સાક્ષી આપવાને માટે, આપે કુંદગ્રામ પરવાનો લખી મોકલ્યો હતો.

મીર અલીઃ લુંટારાને પકડવામાં એ સહાયતા કરવા માટે હું ત્હમારા જમાઇને યથેષ્ટ બદલો–ઇનામ આપીશ. એ પણ સરકારના અધીનમાં એક પદસ્થ અધિકારી થશે. હેનું મકાન હું મહેલ બનાવી આપીશ.

કમલલોચન રાય આ વાતનો શું ઉત્તર આપવો તે સમજી શકયો નહિ. ફોજદારને મુખેથી આ ભયંકર વાત સાંભળી ત્યારથી હેના મગજની અંદર એક મહાતોફાન મચી રહ્યું હતું.

ફોજદાર સાહેબે કહ્યું–"રાયસાહેબ! ત્હમારી કન્યાને હું ફરીથી એક વાર જોવા ઇચ્છું છું. સાત દિવસનો મ્હેં ત્હમને સમય આપ્યો. એ સમયની અંદર ત્હમે ત્હમારે જે કરવાનું હોય તે નક્કી કરી લેજો. ત્હમને કેદ કરીને ત્હમારી કન્યાને આજે જ રાત્રે હું બળપૂર્વક મ્હારા મહેલમાં લાવવા માગું તો લાવી શકું. પણ આટલા મુલકનો શાસનકર્તા હું, એટલી જબરજસ્તી કરવાની ઇચ્છા રાખતો નથી. ત્હમને સાત દિવસનો સમય આપ્યો. એ સાત દિવસ વિચાર કર્યા પછી, જો ત્હમે મ્હારી દરખાસ્તને સંમત થશો તો, જાણજો કે ત્હમારા નશિબમાં હજી પણ બીજાં સુખ સૌભાગ્યનો લાભ મળશે ફોજદારની નીચે જ ત્હમારૂં સન્માન સ્થાપન કરી આપીશ અને જો ત્હમે કોઇ પણ પ્રકારે મ્હારી ઇચ્છાની વિરુદ્ધ થશો તો, હેને માટે હું ત્હમારૂં

ધૂળધાણી કરી નાંખીશ. ત્હમે સમગ્રામ ચકલાની મહેસુલ એહિઆં કરી છે, દુકાળના વખતમાં વીરભુમના મહાજનની સાથે મળી જઇને, બધું અનાજ ત્હમે એક હાથ કરીને વેચાતું લઇ રાખીને, બાદશાહની પ્રજાને, અન્નવિના મૃત્યુ પામ્યાના કારણ થયા છો; ત્હેના સંબંધી દરેકે દરેક વાત હું જાણું છું! ધ્યાન રાખજો, આ મહેસુલ હજમ કર્યા બદલ અને વિશ્વાસઘાતકપણાના અપરાધને માટે, હું ત્હમારૂં સર્વસ્વ જપ્ત કરી શકું, ત્હમને રસ્તાનો ભિખારી બનાવી શકું અને એટલે સુધી કે ત્હમને મોતની શિક્ષા પણ કરી શકું. હમણાં ત્હમે જાવ. પણ મનમાં યાદ રાખજો કે, સાત દિવસ પછી મ્હારે મ્હારી માગણીનો અનુકુળ ઉત્તર જોઇશે."

એટલું કહીને ફોજદાર સાહેબ, તે ખંડમાંથી ચાલ્યા ગયા. કમલલોચન રાય ભાંગેલા હૃદયે નિરાશ ચિત્ત, ચિંતાયુક્ત મને પોતાને ઘેર પાછો આવ્યો. તે રાત્રે ત્હેણે અન્નજળનો સ્પર્શ સરખો પણ ન કર્યો.

કહેવાની જરૂર નથી કે, તે રાત્રે કમલલોચનને શય્યા જાણે કાંટાની ભરેલી જણાવા લાગી. એ દુધના ફીણ જેવી સફેદ કોમળ શય્યા જાણે ત્હેને ધગધગતા અંગારા ભરેલી લાગી. શય્યામાં સુતો સુતો તે તડફડતો હતો અને આકાશ પાતાળના વિચાર કરતો હતો. એવામાં ત્હેની પત્ની કલ્યાણીદેવી આવીને ત્યાં હાજર થઇ. રાય સાહેબ પોતાની પત્નીની આગળ કોઇ પણ વાત છાની રાખતા નહિ. એટલા માટે ફોજદારના મકાન ઉપર અભાગિની રત્નમયી સંબંધી જે જે કંઇ બન્યું હતું તે બધુંએ પત્નીને ત્હેમણે ખુલ્લી રીતે કહી દીધું.

કલ્યાણી આ બધી વાત સાંભળીને એકાએક હબકી ગઇ. આ અકલ્યાણકર ભયંકર સમાચારથી બન્ને ચક્ષુ કપાળે ચ્હડાવી દઇને તે બોલી,— "સત્યાનાશ! ઉપાય શો? છોકરીને બચાવવી તો જોઇએ. નહિ તો વંશનું માન ગૌરવ બધું જ જવાનું. મા! જગદંબે! આ શું કર્યું મા?"

રત્નમયી બાજુના ખંડમાં સુતી હતી. રાય દંપતી બન્ને એમ સમજતાં હતાં કે, ત્હેમની કન્યા ઉંઘી ગઇ છે. એટલા જ માટે તેઓ વિના સંકોચે વાતચિત કરતાં હતાં.

પલંગ ઉપર સુખશય્યામાં સુતેલી રત્નમયીએ, ત્હેમની બધી વાત સાંભળી. ત્હેના આખા દેહમાં જાણે હજારો વીંછીની વેદના ઉત્પન્ન થઇ. હરપ્રસાદ એજ વ્હેત્રારે પોતાને ઘેર ચાલ્યો ગયો હતો. રત્નમયીએ મનમાં વિચાર કર્યો, પોતે સ્વામી સાથે આ સંબંધી વિચાર કરે, પરંતુ તે તો બની શકે તેમ નથી.

રત્નમયી મનમાં ને મનમાં બોલી,—"સ્વામી–નિંદા, સ્વામી પ્રત્યે અભક્તિ

એ એક મહા પાપ છે, તે હું આજે સમજી શકી. જે સ્વામી સ્ત્રીઓની બાબતમાં આ મૃત્યુલોકમાં પ્રત્યક્ષ દેવતા છે, આરાધ્ય છે, ઈષ્ટ છે, ત્હેમની એક દિવસ મ્હેં અવગણના કરી હતી અને ત્હેનું જ ઉપયુક્ત ફળ અત્યારે હું ભોગવું છું. જે કુટુંબમાં હું રાજરાણીની માફક એકાધિશ્વરી બનીને રહી શકત, ત્યાં મ્હારી શોક્ય આવીને બેઠી છે. રસ્તે જતાં માર્ગમાં નરઘાતક દસ્યુ ભૈરવાનંદના હાથમાં પડીને કેટલું બધું અપમાન હું પામી. ત્યાર પછી જે સ્વામીને મ્હેં અપમાનિત કર્યા હતા, તે જ મ્હારા લજ્જા–ભય–નિવારણ સ્વામીએ મ્હને નજીકના મૃત્યુના મુખમાંથી બચાવી. ત્યારપછી ફરી આ નવી આફત. આ વિપદ તો વળી બધાયનાં કરતાં વધારે ખરાબ. દેશનો માલિક ફોજદાર,–એની માંગણીથી વિરૂદ્ધ વર્તાશે તો પિતાનું ધૂળધાણી થશે, અને તે એટલે સુધી કે ત્હેમનું જીવન સુદ્ધાં ભયમાં આવી પડશે. હાય! ચારે તરફ મ્હેં આફતની આગ સળગાવી. રાહુ રૂપે શા સારૂં હું આ દુનિઆમાં જન્મી હતી?"

રત્નમયી વધારે સહન કરી શકી નહિ. ત્હેના હૃદયની અંદરની કોમળ ગ્રંથિઓને કોઈ જાણે બળપૂર્વક કચરવા લાગ્યું. હજારો લાખ્ખો વીંછીના ડંખની જ્વાલા રૂંવે રૂંવે તે અનુભવવા લાગી. ત્હેના દેહના અસ્થિની અંદર થઈને જાણે જ્વાલામયી વિજળીનો વેગ છુટવા લાગ્યો. આખા શરીરમાંથી દડ દડ કરતો પરસેવો વ્હેવા લાગ્યો. મગજની અંદરની વિજાતીય ઉત્તેજનાના ફળ રૂપે, ત્હેનું આખું અંગ થરથર કરતું કંપવા લાગ્યું. કેવી ભયંકર ગજબની વાત!!

## પ્રકરણ ૧૩ મું.

### અબળાની એકાંત પ્રાર્થના.

રાત્રિ આવા જ ભાવમાં વીતી. રત્નમયીએ સ્હવારમાં ઉઠીને, પૂજા વિગેરે સમાપ્ત કરી. મનમાં ને મનમાં તે બોલી–" આ વિપદમાં મ્હારૂં રક્ષણ કરી શકે એવો તો હું કોઇને પણ જોતી નથી. એ જ વિપદવારણ નારાયણ શિવાય અન્ય કોઇ જ નથી કે, જે મ્હને આ વિપદમાંથી બચાવી શકે. જે લક્ષ્મી–જનાર્દન આર્ત્તના આશ્રય, દીનના પાલક, ત્હેમને આજે હું હૃદય ભરીને બોલાવીશ! જોઉં છું–મ્હારી આ વિપદનો પ્રતિકાર થાય છે કે નહિ?"

કમલલોચન રાયના વિશાળ મકાનની અંદર, ત્હેના પૂર્વજોની સ્થાપેલી, લક્ષ્મી–જનાર્દનની મૂર્તિ વિરાજમાન હતી. રત્નમયીએ, તે દિવસે સ્નાન કર્યા

પછી પવિત્ર પટ્ટવસ્ત્ર પ્હેરીને, પુષ્પ ચંદન તુળસી પત્રથી પુષ્પપાત્ર ભરીને અંતઃપુરના ત્રીજે માળના ઓરડામાં પ્રતિષ્ઠિત નારાયણ-મંદિરમાં પ્રવેશ કર્યો.

મંત્રતંત્રમાંનું કશું પણ તે જાણતી નહતી. બુદ્ધિમતી રત્નમયીએ મનમાં ને મનમાં વિચાર કર્યો—"સરળ ભાષામાં મનની વેદના હું દેવની આગળ જાહેર કરીશ તો તે શું તે નહિ સાંભળે? મંત્રતંત્રની મ્હારે કંઇજ જરૂર નથી. ભગવાનનું જે સ્તોત્ર પિતા હમ્મેશ પાઠ કરે છે, તે તો મ્હને કંઠે છે. એ સ્તોત્ર પાઠ કરવાથી પણ શું જનાર્દનની કૃપા નહિ થાય? દ્રોપદીના લજ્જાનિવારણકારી દેવ તો મ્હારા સર્વાંતર્યામિ છે. અવશ્ય તે મ્હારા મનની વાત સમજી શકશે. મ્હારા આ મહાદુઃખનો ઉપાય કરશે. જે દૈત્ય-વિનાશકારી છે, મધુકૈટધ્વંસકારી છે, તે જ મ્હારી વિપદને ભાંગશે.

ઘણો વખત સુધી લક્ષ્મીજનાર્દનને પોતાના મનની વાત જણાવીને, રત્નમયી વિઘ્ન-વિનાશન-સ્તોત્ર પાઠ કરવા લાગી. ત્હેનાં નલિન-નેત્રમાં થઇને ભક્તિનો અશ્રુ-પ્રવાહ છુટયો. તે કંપિત કંઠે બોલવા લાગી,—

> भक्तिहीनं च दीनं च दुःख शोकातुरं प्रभो
> अनाश्रयमनाथं च त्राहिमां मधुसूदन ।
> दुःखार्णव परित्राणां त्राहिमां परमेश्वर
> संसारघोरे मग्नोस्मि त्राहिमां मधुसूदन ।
> नवीन नीरद श्यामं नीलेंदीवर लोचनम्
> यशोदानंदन वंदे कृष्णं गोपालरूपिणं ।
> प्रभिन्नांजल कालिंदी जलकेलि कलोत्सुकं
> करंब पादपच्छाये स्थित वृंदावने क्वचित् ।
> वसंत कुसुमामोद सुरभिकृत दिग्मुख
> गोवर्द्धनगिरौरम्ये स्थितं रासरसोत्सुकं ।
> त्वमेव शरणं मम नगतिर्विद्यते नाथ
> उपस्थित महद्दुःखं त्राहिमां मधुसूदन ।

આ સ્તોત્રનો પાઠ કર્યા પછી, રત્નમયીનું હૃદય જાણે સ્વર્ગીય તેજથી પરિપૂર્ણ થયું. કોઈ અશરીરી દૈવવાણી જાણે ત્હેના કાનની અંદર અંદર બોલી—"ભય શું છે મા ત્હને! જેણે એક દિવસ કુરુસભા મધ્યે પાંચાલકુમારીની રક્ષા કરી હતી, તેજ ત્હારૂં રક્ષણ કરશે. સ્વામીને નારાયણ માનીને ત્હેને શરણાપન્ન થવાથી, ત્હને કંઇ પણ ભય નહિં રહે."

પછી રત્નમયી હાથ જોડીને, ઉંચે મ્હોંયે, આંસુથી ઉભરાતાં નીલકમળ જેવાં નેત્રોથી, એ જનાર્દન તરફ જોઇને બોલી—"કયાં છો ત્હમે વિપ-

દવારણ લજ્જાનિવારણ! ત્હમે ક્યાં છો અનાથના આશ્રય! મ્હારો આ મૃદુ વિલાપ ત્હમારા ધ્વજવજ્રાંકુશયુક્ત ચરણતળમાં નહિં પોચે પ્રભુ. હું જાણતી નથી કે ત્હમે ક્યાં છો,—કેટલે દુર છો. પણ એટલી વાત હું જાણું છું કે, ત્હમે ભક્તના ભગવાન છો, અનાથની એકની એક ગતિ છો. મ્હારાં આ દીન નેત્રમાંથી નીકળતી આછી અશ્રુધારા અવશ્ય ત્હમારા ચરણને પખાળશે. આપો,—શક્તિ આપો મ્હને નારાયણ! થાકેલા નરાશાથી દુર્બળ બનેલા હ્રદયને ત્હમારી કરૂણાના મૃતસંજીવની મંત્રથી ઉત્તેજીત કરો પ્રભુ! ભયંકર કાળાં વાદળાંથી મ્હારૂં ભાગ્યાકાશ ઘેરાયલું છે. હે ચિરપ્રસન્ન! હે ચિરકરૂણાકર! આ અભાગિની ઉપર કરૂણા કરો. પ્રભુ! ત્હમે અનંત છો, અવ્યય છો, અક્ષય છો. હું અતિ દીન, અતિ નગણ્ય તુચ્છ અને વિનશ્વર ધૂળની રજ છું. ત્હમે ચિર જ્યોતિર્મય છો! હું ચિર અંધકારથી ઘેરાયલો પાપી જીવ છું! આ દુઃખથી પીડાયલી નિત્ય પાપથી કલંકિત પૂણ્યવિભવ વિનાની સંસારનો ક્ષુદ્ર કીટ છું! હે ભવબંધનવારિ! હે દીનહીન બંધુ! હે કરૂણાસિંધુ! હે બહિર અંતરદષ્ટિકારી મધુસૂદન! મ્હારી રક્ષા કરો! રક્ષા કરો! રક્ષા કરો!"

ભક્તિભાવથી દેવના ચરણે પ્રણામ કર્યા પછી હૃદયમાં કંઈ નવું તેજ લઇને, પ્રાણમાં કંઇક નવી શક્તિ પામીને, રત્નમયી તે દેવમંદિરમાંથી બ્હાર આવી. ત્યાર પછી પોતાના ઓરડામાં જઇને મ્હોં ઉંચે કરીને તે બોલી—"સ્વામી,—ઇષ્ટદેવ! આ વિપદના સમયે ક્યાં છો ત્હમે? મ્હારે કોઇ બીજો નારાયણ જ નથી. ત્હમે આ વિપદમાં મ્હારી રક્ષા કરો. ત્હમે જ મ્હારા વિપદવારણ છો!"

## પ્રકરણ ૧૪ મું.

### ભયંકર સ્વપ્ન.

આગળ આપણે કહ્યું છે કે, કમલલોચન રાય, પત્નીના ફરી ફરીને આગ્રહ છતાં પણ, કંઇ કશું પણ જમ્યો નહિં. દુધ, મીઠાઇ ફળ—મૂળ વિગેરેની કંઇ પણ ખોટ ન્હોતી. તોપણ એક બિંદુ પાણી સરખું પણ ન પીતાં, એમને એમ તે સુઇ ગયો. નિદ્રામાં પણ ત્હેને શાંતિ ન્હોતી. રાત્રિના છેલ્લા પ્હોરે ત્હેને સહેજ તંદ્રા આવી ખરી—પણ તે તંદ્રા ભયંકર સ્વપ્નથી ભરેલી હતી!

ત્હેણે સ્વપ્નમાં જોયું કે—"જાણે ત્હેનું ઘરબાર લુંટી લેવામાં આવે છે. ફોજદારના મોગલ સિપાઇઓ ત્હેને બંદી કરીને ફોજદારના દરબારમાં હાજર

કરવાને માટે બંદોબસ્ત કરે છે. અપમાન અને લાંચ્છનામાંથી આત્મરક્ષાને માટે, રત્નમયી જળમાં ડુબી મરી છે. ત્હેનો મૃતદેહ ત્હેના મકાનની હદની અંદર આવેલા તળાવમાં તરે છે. અને કલ્યાણીએ, વિષપાનથી આત્મહત્યા કરીને, બધા જ્વાલાને શાંત કરી છે. સહધર્મિણી કલ્યાણીનો શબદેહ સંસ્કાર કર્યા વિનાની સ્થિતિમાં ચોકમાં પડી રહ્યો છે.

પોતે જાણે હૃદયની જ્વાલાથી ઉન્માદની માફક ઓરડામાંથી જેવો બ્હાર આવે છે, તેવામાં ત્હેણે જોયું કે ત્હેની સ્હામે રૂદ્ર-મૂર્તિ ફોજદાર મીરઅલીખાં ઉભો છે. ફોજદાર ત્હેને જોતાની સાથે જ રોષપૂર્વક બોલ્યો—"કેમ, કમલરાય! ત્હમારી કન્યા ક્યાં?"

કમલલોચન વિકટ હાસ્ય કરીને, ગાંડાની માફક ઉદાસ દૃષ્ટિથી, ફોજદારના મ્હોં તરફ જોઇને બોલ્યો—"મીર અલીખાં! શયતાન! મ્હારી કન્યાને તું મેળવી શકે. પણ તે આ અત્યાચારમય ઇહલોકમાં નહિ! તે ત્હારે માટે પરલોકમાં રાહ જુએ છે! જો શક્તિ હોય ત્હારામાં તો તું ત્યાં જઇને ત્હેની ઇજ્જતનો નાશ કરજે!"

આ શબ્દો સાંભળીને ફોજદારે જાણે ઘણા ગુસ્સે થઇને ત્હેના વધનો હુકમ ફરમાવ્યો: ચારે તરફથી, ખુલ્લી તરવારવાળા સિપાઇઓએ આવીને ત્હેને ઘેરી લીધો. મીર અલીખાંએ ત્હેમને હુકમ આપ્યો—"હમણાં જ એનો વધ કરો! અને એ શયતાનનું માથું, મ્હારા મહેલ પર પોચાડો."

આ વખતે એકાએક ત્હેની આ ભયંકર સ્વપ્નમય તંદ્રા ઉડી ગઇ. તે ભાનમાં આવીને શય્યામાં બેસીને, ભયંકર સ્વપ્ન-ઘટનાના પ્રતિકારને માટે, દુર્ગા-નામ સ્મરણ કરવા લાગ્યો. ઇષ્ટમંત્ર-જપ પુરા કરીને, પથારીમાંથી ઉઠતાં જ ત્હેણે જોયું તો,-કલ્યાણી એ જ ખંડની અંદર બીજી એક શય્યામાં ઉંઘી ગઇ છે અને રત્નમયી ત્હેનાથી ઘણી વ્હેલી ઉઠીને દેવસેવાનું કામ કરે છે.

પિતાને જાગેલા જોઇને, રત્નમયી ત્હેની પાસે આવીને ઉભી રહી. ચોકમાં એક બાજઠ ઉપર, ત્હેણે ત્હેના પ્રાતઃકૃત્ય માટે બધી સામગ્રી તૈયાર કરી રાખી હતી.

કમલલોચન રાયનાં રાતાં ચક્ષુ અને મલિન મુખમંડલ જોઇને, રત્નમયી ઘણી જ ભય પામી. માતા અને પિતાની વચ્ચેની ગઈ રાતની બધી વાતચીત ત્હેણે છાની રીતે સાંભળી હતી. ત્હેણે પણ પિતામાતાની માફક રાત્રિ અનિદ્રા અને ઉદ્વેગમાં ગાળી હતી. પણ તે કરે શું? આ બાબતમાં તો ત્હેનો કંઇ હાથ નથી! એથી તે વિના બોલે ચાલે તે જગ્યાએથી ચાલી ગઈ.

રત્નમયીને ચાલી જતી જોઇને, કમલલોચનના મનમાં, એ ભયંકર સ્વપ્નની

સ્મૃતિ જે લગભગ ભુલાઇ ગઇ હતી તે ફરીથી જાગૃત થઇ આવી. અસ્ફુટ સ્વરે ત્હેણે કહ્યું—"તું મરી નથી રત્ન! જળમાં તું ડુબી મરી નથી! આહા! બચાવ્યો પ્રભુ, કેવું ભયંકર સ્વપ્ન!"

આ શબ્દો રત્નમયીને કાને પડયા. મનમાં ને મનમાં તે બોલી–"આહા! એમ થયું હોત તો તો આ બધી આપદ વિપદ ટળી જાત. પણ હજી પણ મ્હારે માટે મોતનો સમય થયો નથી. મૃત્યુ એ તો હિંદુ રમણીની રમતની વસ્તુ છે. જરૂર વખતે હું મરીશ જ,–અને ત્હેનાથીયે જો તમારાં આપદ વિપદ દુર થાય તો કેવું સારૂ પિતા! એને માટે પણ આ હતભાગિની કન્યા તૈયાર છે."

રત્નમયી હૃદયમાં આ નવી બળતરા લઇને, ઉદાસ મ્હોંયે રસોડામાં ચાલી ગઈ. વ્હેલી પ્હરોડીએ ઉઠીને, ત્હેણે રબારીની મદદથી ગાય દહોવડાવી હતી. ઉન્હા પાણી માટે દેવતા સળગાવીને, ત્હેની અંદર સૌથી પ્હેલું દુધ ગરમ કર્યું હતું. તે જાણતી હતી કે, પિતાએ ગઇ રાત્રે કશું પણ ખાધું નથી. એટલા માટે પ્હરોડમાં જ ઉઠીને, પિતાના સંધ્યાવંદન વિગેરેની બધી સામગ્રી ત્હેણે તૈયાર કરી રાખી હતી.

કમલલોચને મનમાં વિચાર કર્યો—સ્નાન પૂરૂં કરી આવીને જ પૂજનમાં બેસીશ. સપ્તગ્રામની પાસે વ્હેતી સરસ્વતી નદીમાં જ તે હમ્મેશ સ્નાન કરતો હતો. પણ આજે ત્હેણે સ્નાન વિગેરે ઘેર જ પરવારી લીધું.

હજી પણ પૂરૂં પ્રભાત થયું ન્હોતું. માત્ર હમણાં જ ઉષાના પ્રકાશથી દિક્–મંડલ ઉજ્વલ થતું હતું. પંખીઓએ વૃક્ષરાજિને ગીચ ઑથેથી છૂપી રીતે બેસીને લલિત–ભૈરવીનાં પ્રથમ ગીત શરૂ કરી દીધાં હતાં.

સ્નાન વિગેરે પરવાર્યા પછી, નારાયણ–મંદિરમાં ત્હેણે પ્રવેશ કર્યો. શક્તિમંત્રમાં પોતે દીક્ષા પામેલો હતો છતાં પણ, લક્ષ્મીનારાયણ ત્હેના વંશ પરંપરાના હમ્મેશની સેવાના ગૃહદેવતા હતા. એક કલાકની અંદર પૂજન પાઠ પૂરાં કરીને, પોતે જેવો બીજા ખંડમાં પેસવા જાય છે તેજ સમયે ત્હેણે જોયું કે,–કલ્યાણી બરાબર વખતે શય્યામાંથી ઉઠીને, ઘર કામમાં ગુંથાઇ છે.

રત્નમયી પિતાના નાસ્તાને માટે, જુદી જુદી જાતની ઉપાહાર સામગ્રી તૈયાર કરીને, એક આસન ઢાળીને, તે આસનની પાસે બેસીને એક થાળીમાં તે સામગ્રી ગોઠવતી હતી.

કમલલોચન તે ખંડમાં દાખલ થતાં વાંત જ, રત્નમયી બોલી—"બાપુ! કાલ રાત્રે તો તમે કશું ખાધું નથી! આજ મ્હારે હાથે આ બધું ખાવાનું હું તમારે માટે તૈયાર કરી લાવી છું. મ્હારા સોગન, બાપુ! આ બધું તમારે ખાવું જ પડશે."

કમલલોચનને સ્નેહમયી કન્યાના મુખથી, આ બધી વાત સાંભળીને વિચાર કર્યો,—આટલું બધું સ્નેહભર્યું હૃદય, આટલી બધી પિતૃભક્તિ, આટલો બધો આદરયત્નથી ઉભરાતો પ્રાણ, મ્હારી કન્યા આ રત્નમયીનો? આ બધી વાતનો વિચાર કરવા જતાં કમલલોચનની આંખમાં પાણી આવ્યાં. મહા મહેનતે હૃદયનો ઉચ્છ્વાસ દાબી દઇને, તે તે ઢાળેલા આસનપર બેઠો.

સ્નાન કર્યા પછીથી, ત્હેના દેહે અનેક દરજ્જે સ્નિગ્ધભાવ ધારણ કર્યો હતો. ઇષ્ટ દેવતાની પૂજા કર્યા પછીથી, ત્હેના હૃદયમાં એક નવી ચિન્તા જાગૃત થઇ હતી. હજી પણ જે રહી સહી ચંચલતા હૃદયની અંદર હતી તે, ત્હેની સ્નેહમયી કન્યાના આદર યત્નથી, અનેક દરજ્જે શાંત થઇ. ગઇ રાત્રે કલ્યાણીએ વાતમાં ને વાતમાં ત્હેને કહ્યું હતું, “આટલા દિવસ થયા ઐશ્વર્યની જ માત્ર ઉપાસના કરતા આવો છો—ભગવાનની ઉપાસના તો કદિ કરી નથી.” આ વાતને સંપૂર્ણ સત્ય માનીને, રાય મહાશયે આજ એકાંત ચિત્તથી હૃદય ભરીને એ શક્તિસ્વરૂપિણી ભવાનીની પણ ઉપાસના કરી હતી.

પત્ની કલ્યાણી પણ તે જગ્યાએ આવીને ઉભી રહી. અનેક આગ્રહ કરીને, સ્વામીને થોડુંક ત્હેણે ખવરાવ્યું. ભવિષ્યની વિપદની ચિંતાથી ઉદાસ બનેલી, કલ્યાણીએ પણ ગઇ રાત્રે પાણી સરખુંયે પીધું ન્હોતું. પણ સ્વામી—દેવતા અભુક્ત અવસ્થામાં સુઇ ગયા એ જ વિચાર ત્હેને ઘણો સાલ્યો હતો.

કમલલોચન નાસ્તો પરવારીને બ્હારના દિવાનખાનામાં ચાલ્યો ગયો. ઘટનાચક્રના ફેરથી, આ સ્નેહમયી કન્યા રત્નમયી અને એકાંત અનુરક્તા પત્ની કલ્યાણી, હવે ત્હેને જાણે આંખની શૂળ જેવાં થઇ પડયાં હતાં. અત્યારે ત્હેમનો સંસર્ગ જાણે અતિ વિષમય લાગતો હતો! ત્હેમના મ્હોં તરફ જોવાની ત્હેની હવે હિંમત થતી નહિ. જ્યારે તે મનમાં વિચાર કરતો કે, શારદ—નલિની સમી ત્હેની આ પ્રફુલ્લમુખી કન્યા ફોજદાર દ્વારા બેઇજ્જત થશે, તે જ વખતે રાય મહાશયના હૃદયની અંદર જાણે એક ભયંકર આગનો ભડકો ભભુકી ઉઠતો.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### સંકલ્પ-ભીરૂતા.

નાસ્તો પરવારીને બહારના ભાગમાં આવતાં જ, આમિલદાર કમલલોચન રાયે જે ભયાવહ દેખાવ જોયો, ત્હેનાથી ત્હેનું માથું ભમી ઉઠયું, તે એકી ટશે બારણા તરફ જોઇ રહ્યો. ત્હેણે જોયું કે, ત્હેના મુખ્ય દરવાજાના

બારણાપર બે સશસ્ત્ર મોગલ પ્હેરેગીર પ્હેરો ભરે છે અને તેઓ ફોજદારના સિપાઈ છે!

આગળ ફોજદારના સિપાઇઓ ત્હેને જોતાં, સન્માનની સાથે દુર ખસીને ઉભા રહેતા. આ પ્હેરેગીર બન્નેની સાથે ત્હેને આંખથી આંખ મળી, તથાપિ તેઓએ ત્હેને કોઇ જાતની સલામ કે કશું માન આપ્યું નહિ.

કમલલોચન આથી ઘણોજ શંકા પામ્યો. ત્હેણે એક પ્હેરેગીરને પાસે બોલાવીને પુછ્યું,–"કેમ શું બાબત છે? ત્હમે લોકો ફોજદાર સાહેબ તરફથી કંઇ સમાચાર લાવ્યા છો શું?"

પ્હેરેગીરે કહ્યું–"ના સાહેબ! અમે બધા આપના આ મકાનની ચોકી કરવા માટે આવ્યા છીએ."

કમલલોચન રાય "અમે" એ શબ્દો સાંભળીને, સ્હેજ વિસ્મય પામીને બોલ્યો–"અમે એટલે? ત્હમે બે જણ શિવાય બીજા કોઇ છે કે શું?"

પ્હેરેગીરે કહ્યું–"હા, છે. બીજા પચીસ માણસ આપના મકાનને ઘેરીને ચારે બાજુ પહેરો ભરે છે."

કમલલોચનઃ ત્યારે શું હું નજરબંદી છું?

પ્હેરેગીરઃ જી હા. એમ નહિ તો બીજું શું?

કમલલોચનઃ આ હુકમ કોણે આપ્યો?

પ્હેરેગીરઃ મુલકના માલિક, સ્વયં ફોજદાર સાહેબે.

કમલલોચનઃ મ્હારો અપરાધ?

પ્હેરેગીરઃ તે તો તે અને આપ પોતે જાણો. અમે તો માત્ર હુકમના નોકર.

કમલલોચનઃ ત્હમને એમણે શો હુકમ આપ્યો છે?

પ્હેરેગીરઃ અમને એવો હુકમ મળ્યો છે કે, એક કીડી સરખી પણ ત્હમારા મ્હેલમાંથી અંદર અથવા બહાર જઇ શકે નહિ.

આ વાત સાંભળીને કમલલોચન રાયના માથા પર વજ્ર ભાંગી પડ્યું. તે સ્પષ્ટ રીતે સમજ્યો કે પોતે રાજકારાગારમાં નહિ છતાં, પોતાના જ મકાનમાં તે બંદી થયો છે.

સ્વાધીનતા, સન્માન, પદગૌરવ બધુંયે જાણે ઉંડા પાણીમાં ડુબી ગયું! લોક શું કહેશે? ત્હેના પદની ઉન્નતિ અને ઐશ્વર્યની વૃદ્ધિ જોઇને અનેક જણ ત્હેના શત્રુ થયા હતા. હવે એ બધાય ત્હેનું આ શોચનીય અધઃપતન જોઇને મનમાં ને મનમાં ઘણો જ આનંદ પામશે. ત્હેને અપમાનિત, લાંચ્છિત અને વિદ્રુપથી જર્જરિત કરશે! હાય! શું બધુંય સત્યાનાશ વળ્યું! દાંભિક પ્હેરે-

ગીરનો ઉષ્ણ નિશ્વાસ સહન નહિ કરી શક્યાથી, તે પાછો અંદરના ભાગમાં ચાલ્યો ગયો.

વિશ્વગ્રાસી દારૂણ ચિંતા! આવા સ્નિગ્ધ પ્રભાતમાં ત્હેનો સુખમય વિશ્રામકક્ષ જાણે આગના ભડકાથી સળગી રહેલો. આ ઉષ્ણતા સહન નહિ કરી શક્યાથી, તે ખુલ્લી બ્હારી આગળ આવીને ઉભો રહ્યો. થોડેક છેટે શુભ્રસલિલા પવિત્ર સરસ્વતી, તરંગ કલ્લોલ કરતી કરતી વહી જતી હતી. સરસ્વતીના વક્ષ પર ફરતાં અર્ણવ પોત અને નૌકા વિગેરેની ગગનના પટ સુધી ફરકતી પતાકાઓ ધીમે ધીમે ફડફડી રહી હતી. સપ્તગ્રામ તે વખતે મુખ્ય બંદર હતું. ઇંગ્રેજ, ડેનિશ, ફ્રેંચ અને પોર્ટુગીઝ વ્હેપારીઓ સપ્તગ્રામના વિશાળ બજારમાંથી અનેક વસ્તુઓ ખરીદ કરીને સંપદમયી બંગાળાનો માલ ઘણે દૂર યુરોપમાં વેચવાને માટે મોકલતા. સરસ્વતીમાં તે વખતે અથાગ જળ હતું. એટલા માટે અનેક વ્હેપારી વહાણો સરસ્વતીને કિનારે લંગર કરીને પડ્યાં રહેતાં. પણ એક દિવસની આ બધી ખરી બાબત, અત્યારે આપણને ઉપકથાની માફક કહેવી પડે છે!

થોડેક દૂર સરસ્વતીને કીનારે ફોજદારનું મ્હોટું મકાન હતું. ત્હેની ઉપર મોગલોની રાતા રંગની પતાકા ફરકતી હતી. આ મકાનને જોતાંની સાથે જ ત્હેના હૃદયમાં હજારો વીંછીના ડંખની પ્રબળ વેદના ઉત્પન્ન થઇ. એ જ તો એ મકાન-જ્યાં ફોજદાર મીર અલીખાં રહે છે. એજ મકાનમાં પોતે ગઇ રાત્રે ગયો હતો. એજ મકાનમાંથી તો પોતે હૃદયની અંદર ભયંકર દાવાનળની જ્વાલા લઇને ઘેર ચાલ્યો આવ્યો હતો. જે પોતાની આ યંત્રણા, અધઃપતન, ભાગ્ય વિપ્લવ અને સર્વ નાશનું મૂળ-તે તો અત્યારે એજ મકાનની અંદર સમાયેલું છે.

કમલલોચન એ મકાનનો દેખાવ સહન નહિ કરી શક્યાથી, બ્હારીઓ બંધ કરીને શય્યાની અંદર સુઇ ગયો. પણ જ્વાલામય હૃદયમાં નિદ્રાની શાંતિ આવવી અસંભવ હતી. એટલા માટે તે આંખો મીંચીને શય્યાની અંદર પડી રહ્યો.

પતિ ગઇ રાત્રે જમ્યા ન્હોતા. એટલા માટે પત્ની કલ્યાણીએ કન્યાને સાથે લઇને રાંધવાનું કામ સ્હવારમાં વ્હેલું વ્હેલું પુરૂં કર્યું. ત્યાર પછી પતિના ઓરડામાં ઘણે ધીરે પગલે અંદર જઇને જોયું તો, તે પાસુ ફેરવીને સુતેલા છે. ઉંઘમાં હશે એમ ધારીને, ત્હેમને નહિ બોલાવતાં નિરાશ ચિત્તે તે ખંડમાંથી બહાર ચાલી ગઈ.

સમય અત્યારે, સ્હવારના દસ વાગ્યા હતા. તેથી કલ્યાણી ત્હેમને ફરીથી

બોલાવવા ગઇ. આ વખતે કમલલોચન ઉઠીને શય્યામાં બેઠો હતો, પણ વિચારમાં ગુંથાયલો હતો.

પત્નીના અત્યંત આગ્રહને લઇને તે જમવા બેઠો તો ખરો, પણ તે માત્ર જેવું તેવું જ. કમલલોચન આચમન વિગેરે કરીને ઘણા ઉદાસ ચિત્તથી ફરીને પાછો પોતાના વિશ્રામ–કક્ષમાં ચાલ્યો ગયો.

કલ્યાણી, સ્વામીની થાળીમાં જમવા બેઠી. અતિ ભક્તિ પૂર્વક, હેને દેવતાનો પ્રસાદ માનીને હમ્મેશ તે પોતાના સ્વામીનું જમેલું અન્ન જમતી હતી. પણ તે દિવસે હેનું એ પવિત્ર અન્ન જમવામાં હેને સ્હેજ પણ તૃપ્તિ ન થઇ. તે ઘણું જ થોડું માત્ર જમીને ઉઠીને ઉભી થઇ. કન્યા રત્નમયીની સ્થિતિ પણ એ જ પ્રમાણે હતી !

દિવસ કોઇને માટે રાહ જોતો નથી. કમલલોચને પોતાના દિવાનખાનામાં સુઇને બેસીને તડફડીને દિવસ પૂરો કર્યો. આળસને દુર રાખવાને માટે તે સહજ સુતો હતો ખરો, પણ જે જરા તંદ્રા આવી, તેમાંનું સ્વપ્ન ઘણું ભયંકર હતું.

સંધ્યા સમયે હેના દેવ–સેવાના મંદિરમાં આરતિને માટે હમ્મેશ શંખ ઘંટા વાગતાં. તે દિવસનો એ ઘેરો ઘંટાનો અવાજ, જાણે હેને બલિદાનના વાદ્ય જેવો જણાયો. વાગવાનો અવાજ બંધ પડતાં, હેને હૃદયમાં જરા શાંતિ વળી.

અને રત્નમયી–એણે પણ જાતજાતના ખોટા વિચારોમાં આખો દિવસ વિતાવ્યો હતો. રોઇરોઇને પથારી ભીની કરી હતી. પણ એકલા રોવાથી કંઇ માણસની મહાવિપદ દૂર થતી નથી.

રત્ન અસ્ફુટ સ્વરે બોલી–" મ્હારા પિતાને શું નથી ? ઉંચું રાજપદ, રાજ સન્માન, ત્રણ ત્રણ વિશાળ મકાન, સંત્રી–સિપાઇ, દાસ દાસી, અતુલ ઐશ્વર્ય એ બધુંયે છે. નથી શું ? પણ આ અભાગિની કન્યાને માટે એમનું એ બધુંયે જવા બેઠું છે. પ્રાણ અને ધર્મને લઇને ખેંચાખેંચ થઇ રહી છે. એક દિવસ આજ ઐશ્વર્યના મદથી અધીરી બનીને ગરીબ સ્વામીનું મ્હેં અપમાન કર્યું હતું, હેના ભયંકર પ્રાયશ્ચિતનો દિવસ શું અત્યારે આવ્યો છે ? "

" મરવાને હું તૈયાર છું. મરવામાં મ્હને કોઇ પણ જાતનું દુઃખ નથી. પણ આ વાંચ્છિત મરણનો માર્ગ પ્રશસ્ત કરવાને માટે, મ્હારે વિષ મંગાવવું કોની માર્ફતે ? નવાબના પ્હેરેગીરો કોઇને પણ ઘરની બહાર જવા દેતા નથી ! હાય ! ત્યારે શું મરવાની સ્વાધીનતા પણ મ્હને નથી ! "

" વિષ ન ખાઉં તો બીજો ઉપાય છે. તે ઉપાય તે ધારવાળું હથિ-

આર. પિતાની પાસે એક ધારદાર કટાર મ્હેં જોઇ હતી. તેની મૂઠ રત્ન જડેલી છે. આગલા નવાબ ઇરફાનખાંએ બાપુને એ અસ્ત્ર કોઇ જરૂરી રાજકાર્ય સફળ કર્યા બદલ, શિરપાવની સાથે ભેટ આપ્યું હતું. તે કટાર બાપુની પેટીમાં છે. પણ એ જો એમની પાસે માગવા જઉં તો તે કદાપિ નહિ આપે. તદ્દન જરૂરનું સમજીને, ગમે તે ઉપાયે બની શકે તે ઉપાયથી, મ્હારે ચોરી કરીને પણ તે મેળવવું પડશે. આ વિપદને વખતે ક્યાં એ મ્હારા વિપદવારણ, મધુસૂદનરૂપી સ્વામી! હું જો મરીશ તો, તેથી કરીને ફરીથી તો એમની સાથે મેળાપ થશે નહિ. પ્હેરેગીરોથી ઘેરાએલા આ મકાનમાંથી કોઇને બહાર મોકલવાનો પણ કંઈ ઉપાય નથી! કેમ કરીને આ વિપદના સમાચાર ત્હેમને હું મોકલી આપું?"

રાતને સમયે શય્યામાં એકલી સુતેલી રત્નમયી આ બધી ભયંકર ચિંતાઓથી ઘેરાયલી હતી. તે એકી વખતે ભાન ભુલી બેઠી હતી અને ત્હેનું હૃદય ભાંગી પડ્યું હતું. સુઈ સુઇને, રોઇ રોઇને, ચિંતાઓ કરી કરીને, હૃદયને ભેદી નાંખે તેવા લાંબા અનેક નિઃસાસા નાંખી નાંખીને, આખરે રત્નમયી ઉંઘી ગઇ. રાત્રિનો તે વખતે બીજો પ્હોર હતો.

ઘોર રાત્રિ છે. સમસ્ત પ્રકૃતિ ચંદ્રનાં કિરણથી ઉજ્વલ બનીને રૂપેરી પ્રવાહમાં ન્હાય છે. પ્રકૃતિની એ હાસ્યમયી મૂર્તિએ કમલલોચન રાયના હૃદયમાં જરા પણ શાન્તિ આણી નહિ.

પત્ની કલ્યાણી, આજે ઘણી જ બેચેન બની ગઇ હતી. તે પોતાના સુવાના ખંડની અંદર ઉંઘી ગઇ હતી! કમલલોચન રાય ધીરે ધીરે પગલાં માંડતો, પથારીમાંથી ઉઠીને બ્હારીએ આવીને ઉભો. આ બ્હારીની નીચે જ મકાનનો બગીચો હતો. એ શબ્દશૂન્ય નિસ્તબ્ધ ઘોર રાત્રે, દિવાલની બ્હારની બાજુમાં ફોજદારના પ્હેરેગીરોનો મ્હોટે સાદે થતી વાતચિતનો અવાજ ત્હેણે સાંભળ્યો. ભયથી ત્હેનું હૃદય થથરી ઉઠ્યું.

ધીમે પગલે બ્હારીએથી ખસીને, ઘણી છૂપી રીતે તે ખંડમાંથી તે બ્હાર આવ્યો અને ત્હેની બાજુના એક બીજા ખંડમાં દાખલ થયો. ગાંડાની માફક ચીસ પાડીને તે બોલી ઉઠયો—"ના, નાસી જવાનો કોઇ જ ઉપાય નથી. રત્નને કલંકકાલિમામાંથી બચાવવાનો બીજો કોઇ પણ રસ્તો નથી!"

થોડીવાર અગાઉ બીજા ખંડમાં સુતી સુતી જે કટારનો રત્નમયી વિચાર કરતી હતી, તેજ કટાર કમલલોચને એક મ્હોટી પેટીમાંથી બ્હાર કહાડી. પિશાચના જેવું વિકટ હાસ્ય કરીને તે બોલ્યો—"ઠીક જ થયું છે! સ્વર્ગીય નવાબ ઇરફાનઅલીખાંએ, આ ભેટ આપતી વખતે મ્હને કહ્યું હતું કે—

"કમલરાય! હું આશા રાખું છું કે, બાદશાહને હાથે અપાયલી આ કટાર સામાન્ય બક્ષિસ છતાં પણ, કોઇને કોઈ વખતે, ત્હમારે કામે લાગશે. ત્હેમણે બરોબર જ કહ્યું હતું. આના કરતાં, આ રત્નજડિત કટારનો, બીજો શો વધારે સારો ઉપયોગ થઇ શકે?"

કમલલોચન અત્યારે જાણે ખરેખરો ગાંડો બન્યો હતો. રાત્રિનો બીજો યામ પૂરો થવા આવ્યો હતો, છતાં ત્હેની આંખમાં નિદ્રા ન્હોતી. પિશાચના જેવી વિકટ દૃષ્ટિથી એ ખંડની ચારે તરફ ત્હેણે નજર કરી. ત્યાર પછી રત્નમયીના ઓરડાની નજીક નિઃશબ્દ પગલે પ્હોંચી જઇને બારણાને ધીમેથી હડસેલતાંની સાથે જ, તે ઉઘડી ગયું.

રત્નમયીનો સ્વભાવ એવો હતો કે, તે કદિ પણ બારણાં બંધ કરીને તે સુતી નહિ. કમલલોચન, ચોરની માફક ઘણી છાની રીતે પગલાં મુકતો, તે ઓરડાના અંદર દાખલ થયો. તે ઓરડામાં હજી પણ દીવો ઝાંખા પ્રકાશથી બળતો હતો.

રત્નમયી ઉંઘી ગઈ હતી. એ શુભ્ર શય્યામાં હાલ્યા ચાલ્યા વિનાની તે સુઇ રહી હતી. તે જોઇને એમ લાગતું હતું કે, જાણે સફેદ શય્યામાં સોનેરી ચંપાનાં કેટલાંક ફુલ વિખેરી દીધાં છે. માથું ઉઘડી ગયું હતું–ભમરા જેવા કાળા ઘટ્ટ કેશ, ધોળા ઉશિકા ઉપર આમ તેમ વિખરાયલા પડ્યા હતા. એ અપૂર્વ કાંતિમંડિત શુભ્ર મુખમંડલ પર દીવાનો પ્રકાશ પડતો હતો. ત્હેનાથી એ મુખ હજી પણ વધારે સુંદર જણાતું હતું.

કમલલોચન રાય, એક દૃષ્ટે એ માધુરી ભરી સ્નેહમયી પ્રતિમાની તરફ જોઇ રહ્યો. મનમાં ને મનમાં અસ્ફુટ સ્વરે તે બોલ્યો, "જેને લઇને મ્હારો આ સંસાર, જે મ્હારા આ સંસાર–નંદનનું એકનું એક શુભ્ર પારિજાત, ત્હેની હું સ્વહસ્તે હત્યા કરૂં? પિતા થઇને પુત્રિના શોણિતથી મ્હારા હાથ રંગુ? ઉહ્—કેવી ભયાનક કલ્પના!"

ફરીથી દિવાલ નજીકના મોગલ પ્હેરેગીરના કઠોર અવાજનો શબ્દ એકાએક ત્હેને કાને પડ્યો. આ સાંભળીને ફરીવાર તે ભયચકિત થયો. દૃઢ રીતે ધારદાર કટાર હાથમાં પકડીને, હત્યાકારી મારાની માફક, કન્યાની શય્યા પાસે આવીને તે ઉભો રહ્યો. અત્યારે ત્હેનું આખું શરીર કંપતું હતું.

પ્રયત્ન પૂર્વક જરા દૃઢતા લાવીને, ભયંકર ભવાં ચઢાવીને તે બોલ્યો— "હવે નહિ! મ્હારો આ સુદૃઢ સંકલ્પ એક ઘડીક માત્રના વિલંબથી ઘસડાઇ જશે. આ સુંદર સ્નેહભર્યું મુખ હું જેટલું જોઇશ, તેટલી જ મ્હારા હાથની આ બંધ મુઠ્ઠી શિથિલ થઇ જશે. ના, હવે નહિ! રત્નમયી, આજ ત્હારો

છેલ્લો દિવસ છે! ત્હારો પિશાચ પિતા, આજ ત્હારા હૃદયના શોણિતથી શયતાન મીર અલીખાંની પ્રચંડ વાસનાના અગ્નિને બુઝાવી દેશે."

આવા ગાંડાના જેવા અસાવધ લવારાથી, એકાએક રત્નમયીની ઉંઘ ઉડી ગઇ. શય્યામાં ત્હેણે બેઠા થઇને વિસ્મય સાથે જોયું તો, જે ત્હેનો પિતા તેજ, હાથમાં એક ધારદાર કટાર લઇને ત્હેની શય્યાની આગળ ઉભો છે. જે કટાર મેળવવા માટે, થોડીક વાર અગાઉ ત્હેણે વ્યાકુળતા બતાવી હતી તેજ કટાર ત્હેના પિતાના હાથમાં છે. જે ધારદાર કટારની સહાયતાથી, અતિ જલ્દીથી તે પોતાનું મોત આણત, તે ત્હેનો સ્નેહમય પિતા—ત્હેને સ્વેચ્છાથી, આગ્રહથી, એજ મૃત્યુ આપવા આવ્યો છે.

રત્નમયી આથી જરાપણ ભય ન પામતાં સ્નેહમય કંઠે બોલી, "બાપુ!"

કમલલોચન ભયપૂર્વક પાછો હઠયો. ત્હેની દૃઢ મુઠ્ઠી શિથિલ થઈ ગઈ. હાથ કંપવા લાગ્યો. હૃદયની અંદર એક મહા તોફાન ઉઠયું. ત્હેનો હૃત્સ્પન્દ જાણે તોફાનથી નાશ પામતાં ઝાડનાં પાંદડાંની માફક છિન્નવિચ્છિન્ન થઇ ગયો.

રત્નમયી બોલી—"શાનો ભય? શાનો સંકોચ બાપુ? ત્હમારી એ કટાર મ્હારા હૃદયમાં હુલાવી દો. હું જ ત્હમારા સર્વનાશનું મૂળ છું. ભુલી જાવ કે, હું ત્હમારી કન્યા રત્નમયી છું! ભુલી જાવ કે, આ સંસારમાં કન્યા કરીને કોઈ ત્હમારૂં હતું જ નહિ. ત્હમારા વંશનું ગૌરવ, મ્હારૂં નારીનું સન્માન જેથી રક્ષા પામે તે જ કરો!! ભયથી જરા પણ હું કંપીશ નહિ. જરા પણ દુઃખિત થઇશ નહિ. એક દિવસ ભૈરવ લુંટારાના કાલી-મંદિરમાં ભવાનીની સેવાને માટે આ દેહ બલિને માટે ઉત્સર્ગીકૃત થયો હતો. પણ તે દિવસે માએ બલિ લીધો નહિ. આજ એજ શુભ અવસર ફરી આવી પ્હોંચ્યો છે. આપો બાપુ, માનું એ ખાલી ખપ્પર, ત્હમારી આ ચિર અભાગિની કન્યાના હૃદયની ઉષ્ણ શોણિત ધારાથી પૂરૂં કરી આપો!"

કમલલોચન રાયે, આ બધું ઉદાસ નેત્રથી રત્નમયીના મુખ તરફ જોઇને સાંભળ્યું. ત્હેનો હાથ કંપી ઉઠયો. મુઠ્ઠી તદ્દન શિથિલ થઇ ગઇ. કટારને જોર પૂર્વક જમીન પર ફેંકી દઇને, પવનને વેગે તે તે ખંડમાંથી બહાર ચાલ્યો ગયો.

રત્નમયી આ બનાવથી જરા પણ ભય ન પામી. ત્હેણે મનમાં ને મનમાં વિચાર કર્યો કે, નારાયણ મધુસૂદન જે ભક્તના ભગવાન છે, તે આજે મ્હે પ્રત્યક્ષ જોયું. વિપદકાતર ભક્તની મનોવાંચ્છા તે આવી જ રીતે પૂરી કરે છે. આજ કટારને મેળવવાને માટે, થોડીક વાર અગાઉ, હું ઘણી જ ઉદ્વિગ્ન બની

હતી ! ત્હેમણે જ તે મ્હારા પિતાના હાથ માર્ફત મ્હને મોકલી આપી ! મ્હારી બધી ચિંતા હવે દૂર થઇ. આ અસ્ત્રજ મ્હારા નારી સન્માનની રક્ષા કરશે. શક્તિ શું છે, એ પિશાચ મીરઅલીની મ્હારા અંગને તે સ્પર્શ કરે !

## પ્રકરણ ૧૬ મું.

### વિપત્તિનું વાદળ.

ભવિતવ્યતનું વિધાન વિફળ નીવડતું નથી. જોતજોતામાં ત્રણ દિવસ વીતી ગયા, તો પણ કમલલોચન રાય, પોતાની કન્યાને ફોજદારના હાથમાં સમર્પણ કરવી કે નહિ તે નક્કી કરી શક્યો નહિ.

આ તરફ રત્નમયીના ઉજ્વળ રૂપની સુંદર છબિ, ફોજદાર મીર અલીના હૃદયની અંદર એક ઉંડો ઘા કોરી ગઇ હતી. જેમ જેમ દિવસ ચાલ્યા જતા હતા તેમ તેમ તે ઘણો જ અસહિષ્ણુ થતો જતો હતો. ત્હેના ખુશામદખોર અમલદારો, જેઓ કમલલોચન રાયના ભયંકર શત્રુ હતા, તેઓએ ત્હેને ભય બતાવ્યો કે–" હિંદુનો વિશ્વાસ ન કરવો. કમલરાય ઘણો ચાલાક માણસ છે આ રીતે અઠવાડીઆ સુધી વાટ જોશો તો, ત્હેની રૂપવતી કન્યાને તે નક્કી કંઈ સરકાવી દેશે."

આ વાત ફોજદાર મીર અલીખાંના મનને તદ્દન ખરી લાગી. ત્હેણે અત્યાર પ્હેલાંથી જ કમલલોચન રાયના સર્વનાશની બધી તૈયારી નક્કી કરી રાખી હતી. ત્હેના મનનો સંકલ્પ, ત્હેણે બીજા દિવસના ગુપ્ત દરબારમા કાર્યમાં પરિણત કર્યો.

આ ગુપ્ત દરબારમાં કમલલોચન રાયની વિરૂદ્ધ ફરિયાદ કરવાને માટે, બે ઉંચા દરજ્જાના રાજના અમલદારોએ એક અરજી પેશ કરી. કમલ-રાયે આમિલદાર રૂપે, વીરભૂમની પ્રજા ઉપર અમલ કરતી વખતે, સરકારના લાખ કરતાં વધારે રૂપિઆ ઉચાપત કર્યા છે. એ જ ત્હેની વિરૂદ્ધમાં લાવ-વામાં આવેલી મુખ્ય ફરિયાદ હતી. ફોજદાર આટલા દિવસ આ કમલરાય ઉપર બરોબર નેક નજર રાખતો હતો, તેથી જ કરીને ત્હેના શત્રુઓ અત્યાર સુધી કંઇ પણ હીલચાલ કર્યા વિના બેસી રહ્યા હતા. અત્યારે બરાબર યોગ્ય તક સમજીને, તેઓએ ફોજદારની હજુરમાં પોતાની અરજી રજુ કરી.

આ અરજીનો ફેંસલો કરીને, હુકમ આપનાર, સ્વયં ફોજદાર પોતે હતો. ત્હેના હુકમની ઉપર કંઇ પણ કહેવાને માટે કોઇ પણ હતું નહિ. એથી કરીને આ ફરિંઆદ લાવનારાઓએ કમલરાયની વિરૂદ્ધ જે ફરિયાદ આણી

હતી, તે સંબંધી સામાન્ય રીતે સાક્ષી સાબુદ અને પુરાવા વિગેરે લઇને અને કમલરાયને પોતાનો બચાવ કરવાને માટે તક નહિ આપીને ફોજદાર સાહેબે એ જ દરબારમાં હુકમ જાહેર કર્યો કે,—"પુરાવા ઉપરથી સાબીત થયું છે કે, આમિલદાર કમલલોચન રાયે, સરકારના લાખ રૂપિઆ ઉચાપત કર્યા છે. એટલા માટે એ આમિલદાર કમલલોચન રાયનું યથાસર્વસ્વ, સરકારમાં જમ કરવામાં આવે છે. આ હુકમનો અત્યારે જ અમલ કરવો એવો મ્હારો અભિપ્રાય છે. જેથી કરીને કેદી નાશી ના જાય, એટલા માટે યોગ્ય બંદોબસ્તની જરૂર છે. ત્હેને કેદ કરીને કારાગૃહમાં રાખવાનું ફરમાન આપવામાં આવે છે."

સરકારના આ હુકમના બળથી બળવાન બનીને, પચીસ મોગલ સિપાઇઓને સાથે લઇને એક સેનાપતિ કમલલોચન રાયની દેવડી પર હાજર થયો.

કમલલોચન રાય, આ વખતે બહાર પોતાના દિવાનખાનામાં જ બેઠો હતો. સેનાબાત સાહેબને ઝાઝી તકલીફ ન પડી. ત્હેણે ફોજદારના પરવાનાના બળવડે ઘણી જ સ્હેલાઇથી અસ્ત્ર વિનાના કમલલોચન રાયને બંદી કર્યો. ત્યારપછી ત્હેને બેડીઓ પ્હેરાવીને સરકારી કેદખાનામાં લાવીને પુરવામાં આવ્યો.

કમલલોચન રાયના જે બધા હિંદુ–મુસલમાન સિપાઇઓ હતા, તે બધાની ફોજદારના તિજોરીખાનામાંથી કોઇને કોઇ વાર માગણી થતી હતી. પાછું કોઈ તોફાન ઉત્પન્ન થાય એમ ધારીને, ફોજદાર સાહેબે જરાક બુદ્ધિ વાપરીને, એ દિવસ અગાઉથી જ ઢાકા તરફ એક સરકારી વહાણમાં તિજોરીને લઇ જવાને બ્હાને, કમલલોચન રાયના હિંદુ સિપાઇઓને આ વહાણના પ્હેરેગીર રૂપે મોકલાવી દીધા હતા. બાકી જે બધા સિપાઇઓ રહ્યા, તે બધા મુસલમાન હતા. ફોજદાર જાણતો હતો કે એ લોકો કદિ પણ કમલલોચન રાયને સહાય કરશે નહિ.

ફોજદારને સમાચાર મળ્યા કે, કમલલોચન રાય વિના અડચણે બંદી થઇને સરકારી કેદખાનામાં પૂરાયો છે. આથી કરીને આસામીના નાશી જવા સંબંધીની ત્હેની બધી ચિંતા દૂર થઇ. એજ દિવસે એ ત્હેની રૂપવતી કન્યાને બળપૂર્વક જો તે પોતાના મકાનમાં લાવે તો તેથી કરીને ત્હેના સારા નામને કલંક લાગે. એટલા માટે, બીજા પણ બે એક દિવસ રાહ જોવાનો ત્હેણે સંકલ્પ કર્યો. છતાં કમલલોચન રાયના મકાનની ચારે તરફ પ્હેરાનો જે પ્રમાણે બંદોબસ્ત હસ્તો, ત્હેની અંદર ત્હેણે બમણો વધારો કરી દીધો.

પતિના કારાવાસના સમાચારથી, એકાંતાનુરકતા પત્ની કલ્યાણી મૂર્છિત થઇને પડી. રત્નમયી ત્હેની માતાની સુશ્રુષામાં રોકાઈ. હજી પણ હૃદયનું બળ

ત્હેણે ગુમાવ્યું ન્હોતું. ત્હેને હજી પણ આશા હતી કે, ફોજદાર ત્હેના પિતાને કારારૂદ્ધ કરી રાખી શકશે ખરો પણ ત્હેની હત્યા કરવાને તે કદિ પણ સાહસ કરશે નહિ.

રત્નમયીએ અનેક પ્રયત્ને મૂર્છિતા માતાની અંદર ચૈતન્ય આણ્યું. માતાને આશાપૂર્ણ વાક્યથી ત્હેણે કહ્યું, "બા, બ્હીક શું છે ત્હમને! બાપુને વધારે દિવસ કેદ કરીને રાખી શકે, એટલી સત્તા ફોજદારમાં નથી." કલ્યાણી કન્યાના સાંત્વના-વાક્યથી હિંમતથી હૈયું મજબુત કરીને ઉઠીને બેઠી થઇ.

દિવસ વીતી ગયો. રજનિનો પ્રથમ પ્હોર પણ પૂરો થયો છે અને તેજ દિવસની એ પ્હોર સુધીની ગુપ્ત મસલત પછી, કમલલોચન રાયના મકાનની અંદરના ખાસ ભાગનું રક્ષણ કરનારા હિંદુ પ્હેરેગીરોએ સલાહ કરીને નક્કી કર્યું છે કે,—"જો ફોજદારનો કોઇ પણ પ્હેરેગીર બળપૂર્વક મકાનની અંદર પ્રવેશ કરવા માગે તો ત્હેને પૂરોજ કરી નાંખવો. પ્રાણ રહેતા સુધી કોઇને પણ અંદર જવા દેવો નહિ." આ થોડાક રજપુત સિપાઇઓ કમલલોચનના પોતાના ખાનગી પગારના હતા અને દરવાન રૂપે તેઓ ત્હેનું લુણ ખાતા હતા. આજ ઉદ્દેશથી હિંદુ દરવાન જમાદારોએ પોતાનાં જરૂરનાં હથિઆરો વિગેરે પણ સ્હવારથી એકઠાં કરી રાખ્યાં હતાં.

મોડી રાત્રે, કેટલાએક મોગલ સિપાઇઓએ મકાનના આંગણાંની અંદર પેસવાનો યત્ન કર્યાથી, અને આ રજપુત સિપાઇઓએ ત્હેમને અટકાવી રાખ્યાથી, એક મોટું તોફાન મચી રહ્યું.

દ્વારની રક્ષા કરનારા રજપુતોની સંખ્યા માત્ર આઠની જ હતી! પણ મકાનને ઘેરી લેનારી મોગલ સેના લગભગ પચીસ જણની હતી. દેવડીનો પ્રવેશ માર્ગ રોકીને દરવાનો જ્યારે સંગીન હાથમાં રાખીને ઉભા રહ્યા ત્યારે એક ભયંકર લ્હડાઇ જાગી ઉઠી. બન્ને પક્ષ વચ્ચે એક ન્હાનું સરખું યુદ્ધ મચ્યું અને ભયંકર કોલાહલ શરૂ થયો.

ભયંકર કોલાહલનો આ શબ્દ, આંગણાંમાં થઇને અંતઃપુરની અંદર, માતા અને કન્યાને કાને પહોંચ્યો. એ જ વખતે એક પરિચારિકાએ હાંફતી હાંફતી આવીને ખબર આપી કે–"બા, આજ ઘડીએ ત્હમે નાસો! ફોજદારના સિપાઇઓ અંદર આવવાનો યત્ન કરે છે."

માતા અને કન્યાએ પરસ્પરના મુખ સ્હામું જોયું. તેઓ કપડાં લત્તાં બદલ્યાં કર્યા વિના જ નીચે ચાલ્યાં આવ્યાં. પાછળ જ મકાનનો બગીચો હતો, અને બગીચાની દિવાલમાં એક ન્હાનું બારણું હતું.

આ બગીચાની દિવાલના બ્હારના ભાગ તરફ પણ બે પ્હેરેગીર

પ્હેરાના કામ ઉપર ગોઠવાયા હતા. પણ અત્યારે એ સ્થાન પ્હેરેગીર વિનાનું હતું કેમકે આ બન્ને પ્હેરેગીરો મ્હોટો ગડબડાટ સાંભળતાંની સાથે જ, તે જગ્યા છોડીને, દેવડી તરફ ચાલ્યા ગયા હતા.

રત્નમયીએ ત્હેની માને કહ્યું "બા! ચાલો આપણે બગીચાને પાછલે બારણે થઇને નાસી જઇએ."

કલ્યાણીએ કહ્યું,—"નાસવાનો ઉપાય ક્યાં છે બ્હેન? ત્યાં પણ પ્હેરેગીર સિપાઇઓ છે!"

રત્નમયીઃ છો રહ્યા પ્હેરેગીર! જો મધુસૂદન સહાય હશે,—મા આદ્યાશક્તિ સતિની આબરૂ જાળવનારી હશે, તો તેથી કરીને જો જો બા! એજ આપણને નાસવાનો ઉપાય કરી આપશે."

તરતને તરત જ રત્નમયીએ આગળ જઇને, જરાકે અવાજ કર્યા કારવ્યા વિના પાછલું બારણું ઉઘાડી નાખ્યું. લાંબી ડોકે છુપી રીતે ચારે તરફ નજર કરીને તે સમજી કે, કોઇ પણ માણસ ત્યાં હાજર નથી. ત્હેણે ત્હેની માને કહ્યું,—"બા! જલ્દી આવો! ખરેખર મધુસૂદન આપણા વિપદભય-હરણ છે."

માતા અને કન્યા એ પાછલે બારણે થઇને બ્હાર નીકળીને, મુખ્ય રસ્તો છોડીને, વાંકે ચુંકે માર્ગે ચાલવા લાગ્યાં. નજીકમાં જ એક બીજો બાગ હતો. આ બાગ દેવ-મંદિરનો હતો. તેઓ આ બાગની અંદર એક ઝાડને ઑથે સંતાઈ ગયાં. કેમકે બન્ને જણને પાછળ જાણે કોઇનાં પગલાં સંભળાયાં. પણ પછીથી તરત જ તેઓ સમજ્યાં કે, તે ત્હેમનો ભ્રમ હતો. આવી જાતની ભયાનક વિપદને વખતે, આ બધી ભ્રાંતિ ઘણી જ સ્હેજમાં થાય છે.

રત્નમયી બોલી,—"બા! આ રસ્તો હું જાણું છું. આ શેઠવાળાઓનો બાગ હતો. બાપુએ તે ખરીદ કરીને ત્હેને દેવ-મંદિરની સંપત્તિ બનાવ્યો છે. આ શેઠવાળાઓ સમગ્રામની અંદર મહા ધનશાળી હતા અને બાપુના પરમ મિત્ર હતા. પરણતાં પ્હેલાં પાલખીમાં બેસીને બાપુની સાથે આજ રસ્તે થઇને હું સરસ્વતી નદીમાં સ્નાન કરવા માટે જતી. ચાલો આપણે બાગની અંદર થઇને બહાર નીકળી જઈએ. તેથી કરીને આપણે ઘણા જ થોડા સમયની અંદર સરસ્વતીને કીનારે પોંચી જઈશું."

મા અને દીકરી ધર્મનાશના ભયથી પોતામાં હતી તેટલી શક્તિથી ઉતાવળે ચાલવા લાગ્યાં. તેઓ બરાબર વખતે જનસમાગમથી તદ્દન શૂન્ય, તરંગના મૃદુ ઉચ્છ્વાસથી ગાજી રહેલા, સરસ્વતીના તીરપર આવી પ્હોંચ્યાં.

નદી કીનારે અનેક શિવ-મંદિર હતાં. વચ્ચે સ્નાન કરવાને માટે બાંધેલો ઘાટ હતો. સરસ્વતી અત્યારે પૂરા વેગથી વ્હેતી હતી. સમગ્રામ, આ વખતે

બંગાળનું મુખ્ય વ્હેપારી બંદર હતું અને કદાચ એટલા જ માટે, આ પુણ્યતોયા સરસ્વતી સપ્તગ્રામની લક્ષ્મીના આવાસ દુર્ગની રક્ષાને માટે, પ્રચંડ વેગથી વહી જતી હતી.

એક અંજીરના ઝાડ નીચે, મા અને દીકરી બન્ને, અંધકારમાં પોતાને છુપાવીને, એ ઘોર રાત્રે વિસામો લેવા લાગ્યાં. આ સ્થાને જન માનવ કોઈ નહતું. તે એટલે સુધી કે શિયાળ કુતરાંએ સુદ્ધાં જાણે શું ધારીને એ સ્થાનનો ત્યાગ કર્યો હતો.

માતા કલ્યાણી, લાંબો વખત સુધી ઉભા રહ્યા પછી થાકીને એ વૃક્ષ નીચે બેઠી. કન્યા રત્નમયી સ્હામે બેઠી. ઝાડની ગીચ શાખાઓએ, ચંદ્રનાં કિરણને આવતાં રોકી રાખ્યાં હતાં, એથી કરીને આ સ્થાન ઘણું જ અંધકારમય હતુ.

માતા કલ્યાણીએ, કન્યા રત્નમયીને કહ્યું,—“ આપણા નશિબમાં આટલું બધું ભોગવવાનું હતું બ્હેન ? ”

રત્નમયીએ કહ્યું,—“ બા ! એને માટે વિચાર કર્યાથી આપણે નષ્ટ થએલા ભાગ્યસ્રોતને કંઈ પાછો લાવી શકીશું નહિ. ”

કલ્યાણીઃ એમનું શું થશે ? કોણ જાણે અભાગણીના અદષ્ટમાં હજુએ કેટલું મહાદુઃખ સંચિત હશે ?

રત્નમયીઃ ત્હમને વધારે શું સમજાવું બા ? ભગવાનના ઉપર વિશ્વાસ રાખો. ભગવાનની શક્તિ કેટલી બધી છે, તે તો ત્હમે સમજો છો. તે સહાય ન થયા હોત તો આપણે મકાનની બહાર પણ આવી શકયાં હોત નહિ.

“ બધુંયે સમજું છું રત્ન ! હું મ્હારા પોતાને માટે વિચાર કરતી નથી. સાથે તું પૂર્ણ યુવતી કન્યા છે. વિપદ તો પગલે ને પગલે છે ! કોણ આપણને આશ્રય આપશે ? ”

એવામાં કોઇ જાણે, એ જ વૃક્ષને ઓથેથી, અંધકારની અંદરથી બોલી ઉઠયું-“ મધુસૂદનના આ વિશાળ સંસારમાં, આશ્રય-સ્થાનનો અભાવ શું છે મા ? ત્હમારી બધી વાત મ્હેં સાંભળી છે ! ત્હમે મ્હારી કન્યા સમાન છો ! ચાલો મ્હારી સાથે ! ”

જે આ શબ્દો બોલી હતી, ત્હેનો કંઠસ્વર જાણે વીણાના ઝંકાર જેવો હતો, કાનને ઘણો પ્રિય લાગે તેવો હતો. અને એ શબ્દો બધા જાણે કંઈક અપૂર્વ સ્નેહભર્યા સહાનુભુતિના નિશ્વાસવાળા હતા. તે અંધકારમાં ઢંકાયલી રમણી, દુઃખમાં આવી પડેલી માતા અને કન્યાની સ્હામી આવીને ઉભી રહી.

કલ્યાણી અને રત્નમયીએ જોયું તો એક અપૂર્વ સન્યાસિનીની મૂર્તિ ! તે બન્ને જણી ત્હેને પગે પડી.

સન્યાસિનીએ આશિર્વાદ આપ્યો—"ચિરાયુષ્મતી થાવ બ્હેન. નિર્ભય રીતે ત્હમે મ્હારી સાથે ચાલો." માતા અને કન્યા બન્ને બોલ્યા ચાલ્યા વગર ત્હેની પાછળ ચાલ્યાં.

આ તરફની બાબત તો આ પ્રમાણે, પણ આ સમયે કારાગારની અંદર કમલલોચન રાય શું કરે છે, તે એક વાર આપણે જોઇએ.

પથ્થરની એક છાટ ઉપર હાથે પગે બેડી સાથે તે બેઠેલો છે. હૃદયને ભેદી નાખે તેવા અપમાનથી અને ભવિષ્યની ભયંકર ચિંતાઓથી, ઘી દુધથી પરિપુષ્ટ ત્હેની હેમકાંતિ આ થોડાક જ કલાકોની અંદર અતિ મલિન થઈ ગઇ છે. ત્હેના જમવાની વ્યવસ્થાને માટે એક હિંદુ રસોઇઓ મુકરર્ થયો છે. તે ખાવાનું પણ મુકી ગયો છે. પણ પરમ હિંદુ, નિષ્ઠાવાન બ્રાહ્મણ કમલલોચને, તિરસ્કારથી ત્હેને સ્પર્શ સરખોયે કર્યો નથી. અંધકારમય ભવિષ્યની ચિંતામાં જ એ લીન બન્યો છે.

કમલલોચન રાય હોઠ પીસીને બોલ્યો—"મધુસૂદન! મરવા માટે હું જરા પણ દિલગીર નથી. મ્હારો ભય માત્ર રત્નમયીને જ માટે છે. મીર અલીખાં! જીવન રહેશે ત્યાં લગિ તો મ્હારી કન્યાને હું ત્હારા જેવા શયતાનના હાથમાં આપીશ નહિ. નવાબ શાયસ્તખાંના જેવો ન્યાયવાન માણસ જ્યારે બંગાળાનો સુબેદાર છે, ત્યારે આ જુલમનો બદલો તો એક દિવસ હું મેળવાશ ને મેળવીશ જ."

બીજી જ ઘડીએ ત્હેના મનમાં શાંતિમય ગૃહકેંદ્રની વાત ઉદય પામી. પતિરતા પત્ની કલ્યાણી, સ્નેહમયી કન્યા રત્નમયી, એ અંધ તમસથી ઘેરાયલા કારાખંડના કાજળ કાળા અંધકારને વીંધીને ત્હેની આંખની સ્હામે ઉજ્વળ મૂર્તિ રૂપે ફુટી નીકળી. હાય! પોતે તો ત્હેમની રક્ષાને માટે કશી પણ વ્યવસ્થા કરવા આવી શકયો નહિ!

મનશ્ચક્ષુની સહાય્યથી ત્હેણે જાણે જોયું કે, મોગલ સેનાએ ત્હેના અંતઃપુરમાં પ્રવેશ કર્યો છે. કલ્યાણી અને રત્નમયીને બળપૂર્વક મેળવવા માટે તે યત્ન કરે છે. અને ત્હેની કન્યા અને પત્નીએ, નારી–સન્માનની રક્ષાને માટે, કટાર વડે આત્મહત્યા કરી છે. ત્હેમના હૃદયમાંથી વ્હેતા રૂધિરથી, ત્હેના અંતઃપુરના ખંડે ખંડ અને ચોકે જાણે કુમકુમથી રંગાઇને લાલ રંગ ધારણ કર્યો છે.

કમલલોચન રાય ગાંડાની માફક ચીસ પાડીને બોલ્યો—"નારાયણ!

મધુસૂદન! આ કેવી ભયંકર વિભિષિકા મ્હને બતાવો છો? પ્રભુ! રક્ષા કરો! હું મહાપાપી છું, મ્હને માફ કરો! અસહ્ય—અતિ અસહ્ય!"

આ શબ્દો પૂરા થતાંની સાથેજ કઠણ પથ્થરની છાટ ઉપર તે મૂર્છિત થઇને પડ્યો. એ અચેતન અવસ્થાએ એક ઘડીકની અંદર ત્હેની બધી વેદનાનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### સન્યાસિનીના આશ્રમમાં.

સન્યાસિની આગળ આગળ ચાલતી હતી, કેમકે નદી કીનારાનો આ રેતાળ રસ્તો ત્હેને પરિચિત હતો. રત્નમયી અને ત્હેની માતા મૂગાં મૂગાં ત્હેની પાછળ પાછળ જતાં હતાં. અત્યારે જ્યોત્સ્ના પણ ખીલી હતી, એથી રસ્તો ઓળખવાને માટે જરા પણ વાંધો પડતો ન્હોતો.

વાંકેચુંકે રસ્તે લગભગ અડધોએક કોસ ચાલ્યા પછી, સન્યાસિની ગીચ જંગલથી ઢંકાયલા એક ભાંગેલા ખંડેરના બારણાં આગળ આવીને ઉભી રહી. જલ્દી ચાલવાને લીધે ઉપજેલા પરસેવાને લુગડા વતી લ્હોઇ નાંખીને, આશ્વાસવ્યંજક સ્વરે તે બોલી—"મા! ત્હમને હવે કોઇ પણ ભયનું કારણ નથી. અહિંઆ આપણે જનાર્દનના આશ્રયમાં આવ્યાં છીએ."

રત્નમયીએ મનમાં વિચાર કર્યો—જનાર્દન કદાચ કોઇ દસ્યુ સરદારનું નામ હશે. આની પ્હેલાં એક દિવસ વનની અંદર બરાબર આવીજ જાતના એક નિર્જન ખંડેરમાં ત્હેને લઈ જવામાં આવી હતી. જે ઠેકાણે એક દસ્યુનું નામ પણ જનાર્દન હતું. આથીજ કરીને સ્હેજ કૌતુહલ થવાથી ત્હેણે પૂછ્યું—"એ જનાર્દન કોણ છે?"

સંન્યાસિનીએ કહ્યું—"મા! એ જનાર્દન આ જગતનો પાલક, આશ્રિતનો રક્ષક, નારીના સન્માનને જાળવવાવાળો છે અને મુર, મધુ, કૈટભ, કંસ વિગેરે દૈત્યોનો એજ જનાર્દને વિનાશ કર્યો છે. શિશુપાલનો એણેજ વધ કર્યો હતો. કાલિંદીને કીનારે લલિત કોમળ બંસીનાદથી, વ્રજ-ગોપિઓનાં મન એણેજ હરણ કર્યાં હતાં."

રત્નમયીએ કહ્યું—"મા હું ભ્રમબુદ્ધિથી ઓછું વત્તું બોલી ગઇ છું. હવે હું સ્હમજી છું કે, ત્હમારા એ જનાર્દન કોણ છે. હવે હું સ્હમજી છું કે, એજ જનાર્દને જ ત્હમને અમારી આ મહાવિપદના સમયમાં, અમારાં ઉદ્ધાર કારિણીરૂપે મોકલી આપ્યાં છે."

સન્યાસિનીએ આ વાતનો બીજો કંઈ ઉત્તર ન આપતાં, એ જંગલની અંદર આવેલા તુટેલા ખંડેરના બારણાને ધીરેથી ખટખટાવીને બુમ પાડી “ કાળ ! જાગે છે કે ? ”

આ બુમથી એકાએક એક માણસ અંદરથી દ્વાર ઉઘાડીને બ્હાર આવીને બોલ્યો–“ મા ! ત્હમે જ્યારે બ્હાર હો, ત્યારે ત્હમારૂં સંતાન નિશ્ચિંત બનીને ઉંઘી શકે ? ”

કાળનું પૂરૂં નામ–કાળભૈરવ હતું. પણ સન્યાસિની ત્હેને હેતમાં ‘ કાળ અથવા કાળો ’ કહીને જ બોલાવતી. ત્હેનું સ્વરૂપ યમદૂતના જેવું હતું. દેહ માંસ પેશીથી ભરેલો અને ઘણો બળિષ્ટ હતો. ત્હેને જોતાંજ એક શક્તિમાન વીરપુરૂપ જેવો તે લાગતો હતો.

સન્યાસિનીએ કહ્યું–“ કાળા ! મુરારિએ આજે આપણને એ અતિથિ મેળવી આપ્યા છે. આટલી રાત્રે, એમની પરિચર્યાની બધી વ્યવસ્થા તું કરી શકીશ કે ? ”

કાળભૈરવ હાસ્ય પૂર્વક બોલ્યો–“ ત્હમારા આ લક્ષ્મીના ભંડારમાં કોઈ પણ વસ્તુની ખોટ તો નથી મા ! અને જો કદાચ હોય તો, ત્હેને માટે ત્હમારો વ્હાલસોયો આ પુત્ર, કાળભૈરવ જ્યાંસુધી જીવતો છે ત્યાંસુધી તો, કશાની પણ ઉણપ રહેશે નહિ. ત્હમે એમને લઇને અંદર આવો મા ! ”

મુખ્ય દ્વાર પ્હેલાંની માફક બંધ થયું. બધાં અંદર દાખલ [illegible]ાં. ન્હાની સરખી ખડકી પસાર કરીને બીજા એક ન્હાના મકાનમાં આવ્યાં. આ મકાન સુંદર રીતે છાબંધ કરેલું હતું અને ઓરડાઓ પણ બધા, માણસને રહેવા લાયક, જરૂરની વસ્તુ સામગ્રીથી ગોઠવેલા હતા. સ્હામે એક ન્હાનો સરખો ચોરો હતો અને ચોરાના પૂર્વ તરફના ભાગમાં લક્ષ્મીનારાયણનું મંદિર હતું.

ઘેરા લાલ સુશોભિત પટ્ટવાસથી વિભૂષિત, નારાયણી—જનાર્દનની બાજુમાં ઉભી હતી. આહા ! ઉભા રહેવાની એ ઢબ કેટલી બધી તૃપ્તિમય, કેટલી બધી પ્રેમમય, કેટલી બધી સોહાગ ભાવવાળી.

અને કમલાની તરફ ઉભેલા મોરમુકુટ ધારી, રાતા ખીલેલા અધરવાળા શ્રી નારાયણ હતા. કાળા પાષાણથી રચેલો ત્હેમનો કાંતિમય દેહ, સોનેરી કસબથી ભરેલા ચિત્રકામવાળા પીળા પીતાંબરથી સજાવેલો હતો. ગળામાં તદ્દન ધોળો, ઘણી સંભાળથી ગૂંથેલો, ઘણી સુવાસવાળો શુભ્ર માલતીનો હાર હતો. કરકમલમાં સોને મઢેલી મધુર મોરલી હતી અને તે ચંદન ચર્ચિત, લગીથી શોભતા ત્હેમના સ્મિત વદનમંડલ પર જાણે એક અપૂર્વ અસીમ પ્રેમભર્યું હાસ્ય

હતું. એ હાસ્ય તે અશાંતને શાંત કરે, જ્વાલા ઉપર ચંદનનો લેપ લગાડે, અમાવાસ્યાના ચંદ્રમાં પ્રકાશ પ્રકટાવે! ત્હેની કંઈ ઉપમા છે!

મંદિરની અંદર ઘીનો ઉજ્વલ દીવો બળતો હતો. મૃગમદની વાસવાળો દીવાનો શુભ્ર પ્રકાશ એ રાધા માધવ અને લીલામયી વ્રજેશ્વરીના રમણીય મુખ ઉપર પડતો હતો. તાજી જ ગૂંથેલી વિચિત્ર માલતી માલાની સુગંધથી એ દેવમંદિર, સુપવિત્ર સ્વર્ગીય સૌરભથી પરિપૂર્ણ થયું હતું! ઢગલાબંધ સુગંધીમય શેફાલિ ફુલ નિર્માલ્ય રૂપે બાજટ ઉપર પડી રહ્યાં હતાં.

સન્યાસિનીએ મંદિરની અંદર આવીને, રત્નમયી અને ત્હેની માતાને અનુલક્ષીને કહ્યું—"લક્ષ્મીનારાયણના ચરણમાં પ્રણામ કરીને ત્હમે જરા વિશ્રામ લેજો ચાલો." આ વખતે ત્રણે જણે ભક્તિભાવ પૂર્વક દેવ દેવીને ચરણે પ્રણામ કર્યા.

સન્યાસિની એ હાથ જોડીને, ઘુંટણીયે પડીને શ્રી માધવના શુચિશુભ્ર મુખારવિંદ તરફ જોઇને કોમલ લલિત કંઠથી બોલવા લાગી—

संचरदधर सुधामधुर ध्वनि, मुखरित मोहनवंशम् ।
चलित दृगंचल चंचलमौलि, कपोल विलोलवतंसम् ॥
चंद्रकचारु मयुरशिखंड कमंडल, वलयित केशम् ॥
प्रचुर पुरंदर धनुरनुरंजित, मेदुर मुदिर सुवेशम् ॥
मणिमय कर मनोहर कुंडल, मंडित गंडमुदारम् ॥
पीत वसन मनुगत मुनिमनुज, सुरासुर वरपरिवारम् ॥

પ્રણામ કર્યા પછી સન્યાસિની બધાને લઇને, બીજા એક નિર્જન ઓરડામાં દાખલ થઇ. કાલભૈરવના યત્નથી, તે ઠેકાણે લુગડાં બદલવાની અને શ્રમ ઉતારવાની બધી વ્યવસ્થા અત્યાર પ્હેલાંની થઈ ગઇ હતી. સુવાને માટે એ બાજુએ એ મૃગચર્મ પાથરેલાં હતાં. એ પથ્થરના વાટકામાં, દેવની પ્રસાદી ફળ મૂળ અને મિષ્ટાન્ન વિગેરે હતાં અને માટીના એક ઘડામાં તરસને શાંત કરવાવાળું સ્વચ્છ સરસ્વતીનું પાણી હતું.

સન્યાસિનીએ કહ્યું—"ત્હમે આજ જગત્પાલક શ્રી જનાર્દનના અતિથિ છો. કૃપા કરીને ત્હેમણે આજે ત્હમને અહિં આણ્યાં છે. કૃપા કરીને ત્હેમણે જ ત્હમારે માટે આ બધા પ્રસાદની વ્યવસ્થા કરી છે. આજ ત્હમે થાકેલાં અને કંટાળેલાં છો; આ જગ્યાએ ત્હમને કોઇ જાતનો ભય નથી. યમદૂત પણ આ જગ્યાએ આવવાનું સાહસ કરતો નથી. આ મૃગચર્મ ઉપર સૂઈ જઇને, નિશ્ચિંત મનથી શ્રી ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં ઉંઘી જજો. સ્વપ્નભય નિવારણ શ્રી મધુસુદનનું સ્મરણ કરીને સુઇ જવાથી કોઈ પણ

ન્હાઈ સ્વસ્થ ત્હમારી શાંતિને હરકત કરશે નહિ. કાલ મ્હોટે પ્હરોઢિયે મ્હને ત્હમે ફરીથી મળી શકશો."

બીજું કંઇ પણ ન બોલતાં, સન્યાસિની બીજા કામને માટે તે ખંડમાંથી બહાર ચાલી ગઇ. રત્નમયીએ ત્હેની માતાને કહ્યું—"બા! આપણે ક્યાં આવ્યાં?"

કલ્યાણી એક લાંબો નિઃસાસો નાંખીને બોલી—"લક્ષ્મીનારાયણે આપણા પર કૃપા કરીને આપણને જે સ્થાને આણ્યાં છે, તે જ નિરાપદ સ્થાનમાં આપણે આવ્યાં છીએ બ્હેન."

રત્નમયીએ કહ્યું—"આપણે તો નારાયણના ચરણ–આશ્રયમાં આવીને નિરાપદ બન્યાં. પણ—"

કલ્યાણીઃ ત્હારા પિતાની વાત કહે છે? ઋષિકેશ તો સર્વવ્યાપી છે! ત્હેમણે આપણને જ્યારે આવી રીતે આશ્રય આપ્યો છે, આવા અસંભવિત ઉપાયથી આપણને વિપદમાંથી મુક્ત કર્યા છે, ત્યારે ત્હારા પિતાની પણ તે એવીજ રીતે રક્ષા કરશે. ખરૂં કહું તો શું રત્નમયી! મ્હારા હૃદયમાં આ મધુસૂદને કંઇક અસાધારણ સહનશક્તિ આણી દીધી છે. એજ નારાયણ ઉપર પૂરેપૂરો ભરૂંસો રાખીને એ બધી ચિંતા હવે હું કરીશ નહિ તેજ મ્હારા સીમંતનું સિંદુર, મ્હારા કપાળનો ચાંલ્લો, ચિર ઉજ્વળ કરી રાખશે.

રત્નમયીઃ બા! હું ત્હમારી તદ્દન અયોગ્ય અને હતભાગિની કન્યા છું. શામાટે ત્હમે મ્હને ગર્ભમાં લીધી હતી બા! હાય! ત્હમે ગઇ રાત્રે તો રાજરાણી હતાં! અને મ્હારા જેવી આ અભાગણી કન્યાને માટે જ તો ત્હમારી આજે આ દુર્દશા છે! શોચનીય મહા ઉત્પાતવાળું આ ભાગ્ય પરિવર્તન છે!

રત્નમયીના હૃદયની અંદર, ઘણો વખત થયાં ભયંકર મર્મ વેદનાનું એક વિષમ તોફાન ચાલી રહ્યું હતું. ત્હેના વેગને સહન નહિ કરી શકાયાથી તે રોઇ પડી. તુષાર બિંદુના અભાવે સુકાઇ ગએલી નલિની જેવા, ત્હેના એ ચિંતાકાતર મલિન ગંડદેશ પર થઇને અશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો.

કલ્યાણી પુત્રીની અશ્રુધારા લ્હોઇ નાંખીને ઉત્તેજક સ્વરથી બોલી— "બ્હેન! આ સંસારમાં સુખ દુઃખ કરીને કાંઈ કોઇ ઇલાયદી વસ્તુજ નથી! દિવસ અને રાત જેમ પાસે પાસે રહે છે, વસંત અને વર્ષા જેમ દરેક વર્ષે આવે છે, પ્રકાશ અને અંધકાર જેમ એક પછી એક દેખા દે છે, તેવી જ રીતે સુખ અને દુઃખ પણ આવે છે ને જાય છે. નિરંતર દિવસ રહેતો નથી, તેવી જ રીતે નિરંતર રાત્રિ પણ રહેતી નથી. એજ નારાયણની કૃપાથી,

આટલા દિવસ આપણા સુખમાં ગયા છે. અને કદાચ, સુખના વિલાસ-વિભ્રમમાં પડીને આપણને ત્હેમના ચરણમાં કોઇ અજાણ્યો અપરાધ કર્યો હશે, તેથી જ આપણને આજે આ દુઃખના દિવસો આવ્યા છે. સુખ અને દુઃખ બન્ને માણસનાં કર્મફળ ઉપરથી સૂચિત થતાં ફળો છે. ભગવાનને બોલાવ જોઇએ રત્ન! એથી કરીને આ દુઃખ જ ત્હને સુખ જેવું જણાશે."

માતાની આ ઉપદેશપૂર્ણ વાતથી, રત્નમયીના ચિત્તની અંદર ઘણે દરજ્જે સાહસ અને શાંતિ વ્યાપી. ત્હેણે મનમાં ને મનમાં ધાર્યું—"મ્હારી ગર્ભધારિણી આ કલ્યાણી દેવી! ખરેજ કમલલોચન રાયની ઉપયુક્ત સહધર્મિણી છે?"

ત્હેની દૃષ્ટિ એવામાં એકાએક પેલી ફળ મૂળ રાખેલી પથ્થરની વાટકી તરફ ગઇ. તે બોલી-"બા! દેવનો પ્રસાદ જરાક ખાવ. મ્હને જણાય છે કે, ત્હમને તરશ ઘણી લાગી છે. અને પંથ પણ લાંબો ચાલ્યાં છો. પગે ચાલવાનો કદિ ત્હમને અભ્યાસ નથી બા!"

કલ્યાણીએ કહ્યું—"પ્હેલાં તું ખા, તું નહિ ખાય તો હું કોઇ પણ રીતે ખાઇશ નહિ.

માતાનો સખ્ત આગ્રહ જોઇને, રત્નમયીએ તે પથ્થરના પાત્રમાંથી ફળ મૂળ મિષ્ટાન્ન વિગેરે ખાઇને, પાણી પીધું. ત્યાર પછી માને કહ્યું-"હવે બા ત્હમે ખાવ."

કલ્યાણીએ એ ફળના પાત્રમાંથી થોડુંક મિષ્ટાન્ન ક્હાડી લઇને તે મ્હોમાં નાંખ્યું અને પાણી પીને તે બોલી-"હા...આશ!"

રત્નમયીઃ બીજું કશું નહિ ખાવ?

કલ્યાણીઃ ના—

રત્નમયીઃ કેમ?

કલ્યાણીઃ તું શું ભુલી ગઈ રત્ન? ત્હારા પિતા અત્યારે કારાગારમાં છે. નિષ્ઠાવાન હિંદુ એ છે. એ ઠેકાણે એમણે પાણી સરખું પણ પીધું હોય તેમ જણાતું નથી. અને ત્હેને માટે તક પણ ક્યાં? તે ઉપવાસી રહેતાં હું કશું ખાઇ શકીશ નહિ. એમ કરૂં તો, આ વિપદમાં આશ્રયદાતા નારાયણજ આપણી ઉપર ઘણા નારાજ થાય! નારાયણનો પ્રસાદ જરા ખાધો છે-એનાથી જ મ્હારી બધી ક્ષુધા તૃષ્ણા દૂર થઈ છે!"

રત્નમયી આ શબ્દોના ઉત્તરમાં કશું પણ બોલી નહિ. ત્હેણે એક મૃગચર્મ ઉપર સુઇને, પોતાની માતાને પણ સુવાને માટે આગ્રહ કર્યો. મનમાં ને મનમાં તે બોલી-"સતી લક્ષ્મી મ્હારી મા, ત્હમારા ગર્ભમાં જન્મ ધારણ કરીને, ત્હમારી હતભાગિની કન્યા રત્નમયી જો આવી જાતનો પવિત્ર સ્વાર્થ

કલંક વિનાની પતિ ભક્તિનો એક અંશ સરખો પણ મેળવી શકી હોત તો, આજે ત્હેની આવી દુર્દશા થાત નહિ. હું સ્પષ્ટ જોઉં છું કે, એક દિવસ ઐશ્વર્ય મદના ગર્વથી અધીરી બનીને, મ્હારા એ ઇષ્ટદેવ સ્વામીનું અપમાન કર્યાના પાપથી આજે અમારી આ દુર્દશા છે."

## પ્રકરણ ૧૮ મું.

### અણધાર્યો બચાવ.

દિવસ અને રાત ભગવાનના અખંડનીય નિયમને લઇને, કદિ પણ કોઇને માટે રાહ જોતાં નથી. એથી કરીને રત્નમયી અને ત્હેની માતા કલ્યાણીને માટે, તેઓ વાટ શામાટે જુએ?

રત્નમયી અને ત્હેની માતા બન્ને ઘણાં વ્હેલાં મળસ્કે ઉઠયાં હતાં, પણ બન્નેય જણ આ આવા સુમધુર પ્રભાતમાં ઉંડી ચિંતામાં ઘેરાયલાં હતાં. રાત્રે મા અને દીકરી કોઇને પણ ઉંઘ આવી ન્હોતી.

એવામાં સન્યાસિની આવીને બારણા આગળ ઉભી રહી. એ નાજુક શરીરની, ભગવાં વસ્ત્રવાળી, ચંપાને લજાવે ત્હેવી કાન્તિમાન ગૌરવર્ણની સન્યાસિનીની મૂર્તિને જોઇને, માતા અને કન્યા બન્નેય વિસ્મિત થયાં. ત્હેમને લાગ્યું કે, જાણે સ્વયં લક્ષ્મી બ્રહ્મચારિણીનું રૂપ ધારણ કરીને, દયા કરીને ત્હેમના ઓરડાના દ્વાર આગળ આવીને ઉભી રહી છે.

આટલું બધું રૂપ નારીમાં હોઇ શકે? વિધાતાએ કોણ જાણે આ રૂપવતીના કોઈ પણ અંગમાં કશી પણ ખામી રાખી ન્હોતી. છળ શોધનારની જીવ્હા પણ કોણ જાણે કેમ આ પવિત્ર રૂપની વિરૂદ્ધ ટીકા કરવાને, એકીવારે તદ્દન નિર્વાક અને શક્તિહીન બની જતી.

રત્નમયીના મનમાં રૂપનો પૂરેપૂરો ગર્વ હતો. સન્યાસિનીની યૌવન તરંગથી ઉછળતી રતિને પણ શરમાવે તેવી કાન્તિ જોઇને, ત્હેનો દર્પ ઉતરી ગયો. તે એક નજરથી ધારીને ત્હેના મ્હોં તરફ જોઈ રહી.

સન્યાસિની મૃદુ હાસ્યથી સ્નેહમય સ્વરે બોલી—"મા! કાલ ત્હમને બન્નેમાંથી હું ધારૂં છું કે કોઇને પણ ઉંઘ આવી નથી?"

કલ્યાણીઃ કેમ કરીને જાણ્યું મા?

સન્યાસિનીઃ ત્હમારાં આંખ મ્હોં બધું કહી આપે છે! જનાર્દન જ્યાં લક્ષ્મીની સાથે હાજર છે, ત્યાં ભય શેનો? ઉદ્વેગ શાનો? શેની ચિંતા મા?

કલ્યાણીઃ ખરેજ એમ જ હોવું જોઇએ મા. પણ અમે ઘણાં પાપી

છીએ. આવી અમૂલ્ય વાત, આપની માફક એવા ભાવથી વિચારીને જોવાની બુદ્ધિ પણ શ્રી જનાર્દને અમને આપી નથી.

સન્યાસિનીઃ કાલ રાત્રે ત્હમારો પરિચય જાણવાની તક મળી ન્હોતી. હવે હું તે જાણી શકીશ કે?

કલ્યાણી સ્વામીનું નામ લેતાં અચકાય છે એમ જોઇને રત્નમયી બોલી—"હું સમગ્રામના આમિલદાર કમલલોચન રાયની કન્યા છું અને આ મ્હારી ગર્ભધારિણી માતા છે."

સન્યાસિનીએ કહ્યું—"કમલલોચન રાયની કન્યા અને પત્ની આજે આવી દુર્દશામાં પડીને આ જનાર્દનના આશ્રમમાં? કેમ મા, એકાએક ત્હમારી અવસ્થાના આવા પરિવર્તનનું કારણ શું?"

કલ્યાણીએ પછી એકે એકે બધા પાછલા બનાવોની હકીકત સન્યાસિનીને કહી સંભળાવી. બધી બાબત સાંભળી લઇને સન્યાસિની બોલી—"ભગવાન્ જે કરે છે તે સારાને જ માટે કરે છે. સુખ દુઃખને જો ત્હમે સમાન નજરથી જોઇ શકશો તો, તેથી કરીને ત્હમારી સોચનાનું કશું પણ કારણ રહેશે નહિ. આ ફોજદાર મીર અલીખાંના અત્યાચારની અનેક વાત પ્રત્યક્ષ રીતે હું જાણું છું. પણ ત્હેનાથી હું જરા પણ દિલગીર નથી. આજ અનાશ્રયનો ભરૂસો, જનાર્દનના ચરણમાં આશ્રય પામીને, હું કંઇક અસાધારણ સહિષ્ણુતાની અધિકારિણી થઇ છું. મ્હારી માફક, ત્હમે પણ એ પૂર્ણ શાંતિમય ઋષિકેશને ત્હમારા સર્વસ્વ તરિકે માનો. ત્હમને મનનું કષ્ટ જ નહિ થાય. જ્યારે ત્હમે ઘટનાચક્રનાં ચલાવ્યાં, મ્હારા આ પવિત્ર દેવાયતનમાં આવ્યાં છો, ત્યારે ત્હમારે આશંકાનું જરા પણ કારણ નથી."

માતા અને કન્યા આ પ્રબોધ વાણીથી આશ્વસ્ત થઇને, આસનેથી ઉઠીને, સન્યાસિનીને પગે પડવા તૈયાર થયાં. પણ સન્યાસિની જરા દૂર ખસી જઇને બોલી—"છિઃ! છિઃ! એ કામ ન કરશો. એક તો હું આ જન્મનાં પાપથી મનનું કષ્ટ પામું છું, ત્હેની ઉપર બીજું નવું પાપ કરવા હું ઇચ્છિતી નથી. પ્રણામ કરવા હોય તો, આ લક્ષ્મી-જનાર્દનને કરો."

માતા અને કન્યાએ તેમ કર્યું. ત્યાર પછી કલ્યાણી બોલી—"કોને ખબર મા, પૂર્વજન્મમાં ત્હમે અમારાં કોણ હશો? ત્હમને એક વિનંતિ કરૂં?"

સન્યાસિનીઃ ખુશીથી બોલો.

કલ્યાણીઃ મ્હારા સ્વામી મહા મુસ્કેલીમાં છે! ત્હેમનું મકાન નવાબના પ્હેરેગીરોથી ઘેરાયલું છે. તે અત્યારે કારાગારમાં છે. હું જાણતી નથી કે, એ નિષ્ઠુર ફોજદારે, ત્હેમની હત્યા કરી છે કે નહિ? મા! મ્હારા સ્વામીના

સમાચાર જો કોઇ પણ રીતે મંગાવી આપી શકો તો ત્હેને માટે હું ત્હમારા ચરણમાં હંમ્મેશની વેચાયલી રહીશ.

સન્યાસિનીઃ ત્હેને માટે ચિંતા શા માટે? જ્યારે કાલભૈરવ જેવો ઉપયુક્ત સંતાન મ્હારે છે, તો આ કામને માટે !આપણને કોઇ જાતની અડચણ જ નહિ પડે.

આટલું કહીને સન્યાસિનીએ, નજીકના એક તાકામાંથી, એક શંખ ઉપાડી લઇને, ત્હેની અંદર ધીરેથી ફુંક મારી. ઉંડા ઘેરા એ શંખના અવાજથી, એ નિર્જન દેવાલય શબ્દાયમાન થઈ રહ્યું. અને એજ ગભીર શંખનાદ ઘણે દૂરના વાયુસ્તરમાં વિલીન થતાં ન થતાંમાં તો સન્યાસિનીએ જોયું કે ત્હેનો પ્રિય અનુચર કાળભૈરવ, ત્હેની સ્હામે આવીને ઉભો રહ્યો છે.

કાળભૈરવ—" આટલા પ્રભાતમાં મ્હને શા કામ માટે બોલાવ્યો મા?"

સન્યાસિનીએ હસ્તે મ્હોંયે કહ્યું—" ત્હારે એકવાર સપ્તગ્રામ જવું પડશે."

કાળભૈરવઃ કેમ ?

સન્યાસિનીએ, કમલલોચન રાય સંબંધી બધી હકીકત, બરાબર રીતે કાલાને કહી સંભળાવી. તે ઘણી સ્હેલાઇથી એ બધી વાત સ્હમજી ગયો.

કાલભૈરવે કહ્યું–" એમાં શી મ્હોટી વાત છે? ત્હમારા આ અયોગ્ય સંતાનને અસાધ્ય કામ શું છે મા? આજ સંધ્યા થતાં પ્હેલાંજ, હું ત્હમને એ સમાચાર લાવી આપીશ. બીજી કંઇ આજ્ઞા છે મા?"

સંન્યાસિનીએ કહ્યું—" ના, ત્હારે હમણાં જવું હોય તો હમણાં જા."

ભક્તિપૂર્વક સન્યાસિનીને પગે પ્રણામ કરીને કાલભૈરવ ચાલ્યો ગયો. સન્યાસિનીએ, કલ્યાણી અને રત્નમયીને કહ્યું–" કાલ રાત્રે ત્હમને કોઇને પણ બરાબર ઉંઘ આવી નથી. જમવા કરવાની વ્યવસ્થા પણ હું સારી રીતે કરી શકી ન્હોતી. સરસ્વતી અહિંઆંથી લગભગ અડધો કોસ દૂર છે. પણ આજ જંગલની અંદર એક બીજી ન્હાની નદી છે, ત્હેનું પાણી ઘણું સ્વચ્છ છે. જમનાજીના જળ જેવું તે ઘણું ચોખ્ખું છે. વનનો જે રસ્તો બરાબર જમણા હાથ તરફ ગએલો છે, એજ રસ્તે થઇને ગયાથી ત્હમે એ ન્હાની નદીપર જઈ પ્હોંચશો. ત્હમારે જોઇતાં કપડાં વિગેરે બધું ત્હમારા ઓરડામાં હાટિઆની અંદર છે. આ પ્રભાતમાં મ્હારૂં એક નિત્યકર્મ છે, તે ન હોત તો હું જ ત્હમારી સાથે સાથે આવત; છતાં ત્હમે સુખેથી જાવ, આ વનની અંદર ત્હમારે કંઇ ભય નથી. તો પણ બીજે રસ્તે અથવા વધારે આઘાં ન જશો."

સન્યાસિની બીજા ખંડમાં ચાલી ગઇ. માતા અને કન્યા બન્નેને સ્ના-

નને માટે અત્યારે ઘણીજ જરૂર લાગતી હતી. તેઓએ પણ મુખ્ય દ્વારમાંથી બહાર નીકળીને, સન્યાસિનીએ બતાવેલે વનને રસ્તે ચાલવા માંડયું. સાથે રહ્યો એક વિશ્વાસુ નોકર.

રત્નમયી સ્વભાવથી જ ચંચળ હતી. હમ્મેશ માનવથી ભરેલા શહેરમાં તે રહેતી આવી હતી. હેનું સાસરૂં ગામડામાં છતાં પણ, ત્યાંની ગ્રામ્ય સુંદરીના સ્વભાવને જલદીથી મળી શકતો સૌંદર્યદર્શનનો સુખભોગ ઘણો જ થોડો હેના નશિબમાં મળ્યો હતો.

હેની માતાને સ્નાન કરવાને માટે ઘાટપર ઉતરેલી જોઇને, રત્નમયીએ પોતાની સ્વાભાવિક ચંચળતાને વશ થઇને, પાસેની એક ન્હાની ઝાડીમાં પ્રવેશ કર્યો. કેમકે, એ ઝાડીની નજીકની જગ્યાએથી સુગંધી ચંપાની વાસ આવીને હેના નસકોરાંને તૃપ્ત કરવાથી, તે એ ખીલેલા સુગંધી ચંપાનાં ફુલોને તોડવાને માટે, જંગલની અંદર સ્હેજ વધારે આગળ ગઇ.

પણ જંગલનો દોષ એજ છે કે, તે જલ્દીથી વટેમાર્ગુને રસ્તાની ભુલ ખવડાવે છે. રત્નમયી સ્હામેની બાજુએ ચાલી જતી હતી. એકાએક થોડેક દૂર જઇને તે સ્થિર થઇને ઉભી રહી.

સ્હામેજ એક મ્હોટું ચંપાનું ઝાડ હતું. ફુલ તોડનાર કોઇ હતું નહિ, એટલે હજારો ચંપાનાં ફુલ, એ ઝાડની નીચે પડયાં પડયાં સુવાસ ફેલાવતાં હતાં અને આ મનોમદ સુવાસથીજ ખેંચાઇને, રત્નમયી આ જંગલની અંદર દાખલ થઇ હતી.

હેના મનમાં એકાએક વાસના જાગી ઉઠી કે થોડાંક ચંપાનાં ફુલ એકઠાં કરીને મંદિરની અંદરના જનાર્દનની હું પૂજા કરીશ. સ્નાન કરવા જતી વખત તે ન્હાવાનાં કપડાં લેતી ગઇ હતી. તેથી વૃક્ષની તળે પડીને જે બધાં ફુલ ધૂળમાં રોળાતાં હતાં, તે બધાંને ધ્યાનપૂર્વક વીણી વીણીને તે પોતાના ટુવાલમાં એકઠાં કરવા લાગી.

એકાએક આવા ઘોર જંગલમાં, હેણે જાણે કોઇનાં પગલાંનો ધીમો અવાજ સાંભળ્યો. રત્નમયી એકઠાં કરેલાં ફુલ બધાં ટુવાલની અંદર બાંધીને, પાછી ફરીને ઉભી રહી.

હેણે વિસ્મય સાથે જોયું તો, હેની ઘણી જ નજીકમાં, બે હથિઆરબંધ મોગલ સિપાઇ ઉભા છે અને આ જ સિપાઇઓ બન્ને આગળ હેના પિતાના તાબામાં નોકરી કરતા હતા.

હેમાંનાં એક જણે આગળ આવીને રત્નમયીને કહ્યું–“બિબિ, ખુદાએ અમારા ઉપર મ્હોટી મ્હેરબાની કરી છે. ફોજદાર સાહેબે ઇનામ જાહેર

કર્યું છે કે, જે ત્હમને પકડી લાવી આપી શકશે, ત્હેને એક હજાર રૂપિઆ ઇનામ મળશે. અમે ત્હમને ઓળખીએ છીએ, અને ભાગ્યજોગે ત્હમારી તપાસમાં જ ફરતા અમે આ જંગલમાં આવી પ્હોંચ્યા છીએ. કાલ રાત્રે ત્હમે ઘર મુકીને નાસી ગયાં હતાં અને આ એક જ રાતની અંદર ત્હમે વધારે દૂર જઇ શકશો નહિ, એવું ધારીને જ અમે આ જંગલની અંદર દાખલ થયા છીએ. ખુદા અમારો સહાય છે. હવે અમે સ્હમજીએ છીએ કે, અમારી આટલી મહેનત અને પરિશ્રમ સફળ થયાં છે.”

રત્નમયી, અત્યારે પોતાની વિપન્ન સ્થિતિ સ્હમજી શકી. એકાએક સ્હેજ ચાંચલ્યને વશ થઇને, માતાનો સાથ મુકીને આ નિર્જન જંગલની અંદર પ્રવેશ કરીને, ત્હેણે પોતે એક ભયાનક અયોગ્ય કાર્ય કર્યું હતું તે પણ તે સ્હમજી. પણ અત્યારે ત્હેની એ ભ્રાંતિના પ્રતિકારનો કોઇ ઉપાય તો છે નહિ.

આ મહા વિપદના સમયમાં, રત્નમયીના મનમાં એકાએક એ જ વિપદવારણ નારાયણની વાત જાગૃત થઇ આવી. સંન્યાસિનીની ગઇ રાતની એજ ઉપદેશ વાણીએ, ત્હેના હૃદયમાં તેજ વેળાએ એક મહાશક્તિનો વિકાસ કર્યો. તે મનમાં ને મનમાં બોલી,—“ માળા ગૂંથીને જનાર્દનની પૂજા કરીશ કરીને, જે હું આ વનમાં દાખલ થઇને ચંપાનાં ફુલ વીણતી હતી, એજ જનાર્દન મ્હારી આ મહા વિપદમાંથી આજે રક્ષા કરશે.”

રત્નમયી હિમ્મત ધારણ કરીને બોલી,—“ શયતાનો ! મ્હને પકડવી એ ઘણું સ્હેલું કામ માનશો નહિ. હિંદુ રમણીના સતીત્વનું તેજ કેવો જ્વાલામય અગ્નિ ઉત્પન્ન કરી શકે છે તે ત્હમે લોકો જાણતા હોત તો, આવું હીચકારાનું કામ કરવા ત્હમે અગ્રેસર થાત નહિ. મ્હારા પિતાના અન્નથી ત્હમારાં શરીર પોષાયલાં છે, અને ત્હમે જ આજે મ્હારી ઉપર અત્યાચાર કરવા આવ્યા છો ? હાય ! આ દુનિઆ શું હલાલજ નથી—બધીજ હરામ છે ? ”

એ સૈનિકોમાંનો એકજણ બોલ્યો—“ ત્હમારા પિતાએ કંઈ અન્ન આપીને અમારૂં પોષણ કર્યું નથી. બિબિ ! નવાબના આપેલા પગારમાંથી અમારા આ દેહ પરિપુષ્ટ છે. ત્હમારા પિતા તે વખતે ઉંચા દરજ્જાના અધિકારી હતા, તેથીજ નવાબના હુકમથી, અમે ત્હેમના મકાનને સાચવતા હતા. અત્યારે ત્હેમનો એ દરજ્જો ચાલ્યો ગયો છે. તે અત્યારે કેદખાનામાં છે. અમે જો ત્હમને એ ફોજદાર સાહેબ આગળ લઇ જઇને પોંચાડી શકીએ તો, ત્હેને માટે રોકડા એક હજાર રૂપિઆ મેળવીને, અમે અમારૂં નસિબ ફેરવી લઇએ. સ્હેલાઇથી અમારી વાતને કબુલ કરો. નહિ તો વિપદ પામશો.”

આટલું કહીને એ શયતાનો બન્ને રત્નમયીની તરફ આગળ વધ્યા. રત્નમયી અત્યારે સહમજી કે, તે ભયાનક વિપદમાં પડી છે.

પિતાની આપેલી પેલી કટાર રત્નમયીના વસ્ત્રની અંદરજ છુપાવી રાખેલી હતી. સમયસૂચકતા વાપરીને, તરતજ ત્હેણે તે બ્હાર કહાડીને દૃઢ મુઠ્ઠીથી પકડીને તે બોલી—"સાવધાન શયતાનો! બીજું એક પગલું પણ જો આગળ ભર્યું છે તો ત્હમારૂં મોત આવ્યું સમજજો!"

એવામાં ક્યાંથી કોઈ અજાણ્યા હાથે ફેંકાયલા તીરે આવીને આ બે સૈનિકોમાંના એકને જખમી કર્યો અને બીજો પ્રાણભયથી બીજી તરફ નાસી ગયો.

આવી રીતે દૈવ સહાયતાથી અણધારી રીતે વિપદમાંથી મુક્તિ પામીને રત્નમયી, થોડે દૂર જેવી આગળ વધે છે તેવું જ ત્હેણે જોયું કે, સન્યાસિની પોતાના બે અનુચર અને ત્હેની માતાને સાથે લઇને એ જ તરફ આવે છે. હવે એ સમજી શકી કે, કોનાથી પોતે વિપદમાંથી મુકત થઈ છે.

સન્યાસિની ત્હેની પાસે આવીને તિરસ્કાર સૂચક સ્વરે બોલી "આવી અણસમજુ છોકરી તું? આવા ઘોર જંગલની અંદર એકલાં આટલે દૂર અવાય ખરૂં? ત્હમને એકલાં મોકલીને, હું નિશ્ચિંત નહિ રહી શકયાથી, અંહિ આવી. તેથી જ મધુસૂદનની કૃપાથી આજ ત્હારૂં શીલ જળવાયું. સાવધાન! આવી જાતનું અણસમજનું કામ હવે પછી કદિ પણ કરતી નહિ."

આવી જાતના કઠોર તિરસ્કારથી પ્રગલ્ભા રત્નમયી વિના બોલ્યેચાલે સન્યાસિની અને ત્હેની માતાની પાછળ પાછળ ચાલી.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### પાપનું પ્રાયશ્ચિત્ત.

સંધ્યાની આરતિ પતી ગઇ છે. ધૂપ દીપ અને અગરની સુવાસથી હજી પણ મંદિરના ચોકની ચારે બાજુ મધમધી રહી છે.

સન્યાસિની, કલ્યાણી અને રત્નમયી, એક એકાંત ઓરડામાં બેસીને વાતો કરે છે. હજી પણ કાળભૈરવ શહેરમાંથી પાછો આવ્યો નથી. એથી કરીને કલ્યાણીનો જીવ ઉંચો નીચો થઇ રહ્યો છે.

કહેવાની જરૂર નથી કે, રત્નમયીની બાબતમાં બનેલી બધી હકીકત કલ્યાણીએ સન્યાસિનીને અકપટ ભાવે કહી દીધી હતી. સન્યાસિની એ બધી વાત સાંભળીને ઘણી જ ચિંતામાં પડી.

ત્યાર પછી મૃદુ ગંભીર સ્વરથી તે બોલી—"જે કંઇ હું ત્હમને કહું,

તે સાંભળીને મનમાં દુઃખ ન લાવશો. ત્હમારી કન્યાના એક દિવસના સામાન્ય પાપને લઇને, અને ત્હમારા સ્વામીની એક દિવસની હઠના પરિણામ રૂપે, આ બધી બાબત બની છે. ત્હમારી કન્યા રત્નમયી જો ત્હેના સ્વામીના હૃદયને આઘાત કરીને, ત્હેની સ્હામે ન બોલી હોત, અને ત્હમારા સ્વામી રાય મહાશયે, જો પોતાના જમાઇનો આવી રીતે રૂઢ ભાવે તિરસ્કાર કર્યો ના હોત તો, ત્હમારી કન્યા આ રત્નમયી આટલે દિવસે હૃદયની શાંતિ, મનનું સુખ અને સાસુ સ્વામીની સેવાથી સુખી થઇને, ત્હેના સુખના દિવસો વીતાવતી હોત. ભૈરવને હાથે કેદ પકડાવું અને ત્યાર પછી સ્વામી સ્ત્રીનો અણધારી રીતે મેળાપ, એ બધા બનાવો પણ બનત નહિ. હરપ્રસાદની માતા પણ દીકરાને માટે બીજી વહુ લાવવાની ગોઠવણ ન કરત. ભૈરવ લુંટારાને હાથે એ કેદ થઇ ન હોત તો, રત્નમયીને સાક્ષી રૂપે ફોજદાર મીર અલીખાંના દરબારમાં પણ જવું પડત નહિ, અને ફોજદારને જો રત્નમયીના એ અતુલનીય સૌંદર્યને જોવાની તક મળી હોત નહિ તો, તેથી કરીને આજે ત્હમારા સ્વામીના અદષ્ટમાં, આ ઉત્પાત–રાહુએ જે શક્તિનો વિકાસ કર્યો છે તે, તે કરત નહિ.

સન્યાસિની એકાએક કંઇ વિચાર કરીને ચુપ રહી. કલ્યાણીએ કહ્યું—"માતા! સાક્ષાત પ્રજ્ઞારૂપિણી ત્હમે છો. અમે આ સંસારના અંધ જીવો છીએ. ભવિષ્યને પારખવાની શક્તિ અમારામાં ઘણી જ ઓછી છે. પણ જે કંઇ થઇ ગયું છે, ત્હેના પ્રવાહને પાછો વાળવાની શક્તિ અમારામાં નથી. ત્હોયે અમારા અજ્ઞાનકૃત પાપોનું જો કોઇ પણ પ્રાયશ્ચિત્ત હોય, અને એ પ્રાયશ્ચિત્ત જો અતિ કઠોર હોય, તો પણ તે કરવાને અમે સ્વીકૃત છીએ. એ પ્રાયશ્ચિત્તનો વિધિ અમને બતાવો મા!"

સન્યાસિનીએ કહ્યું—"ત્હમારૂં પાપ અતિ કઠોર છે. ત્હોયે અજ્ઞાનકૃત થએલું પાપ હોવાથી ત્હેનું પ્રાયશ્ચિત્ત ઘણું થોડું છે. સ્વામી નારાયણ છે. સ્વામી સ્ત્રીલોકનો મહાગુરૂ છે. સ્વામી સ્ત્રીલોકનો ઇષ્ટ દેવતા છે. સતીનાં જે કંઇ દર્પ, તેજ, આત્મન્ભરિતા, અભિમાન, સમાજમાં પૂજા, એ બધુંયે એ જ સ્વામીની જ સેવાના ફળથી છે. ભક્ત જેમ ફળ, મૂળ, ગંગાજળ, સુવાસિત ચંદનસિક્ત પુષ્પ અને અર્ધ્ય દ્વારા દેવતાની આરાધના કરે છે, તેવીજ રીતે સતી પણ ભક્તિ, પ્રીતિ, નિઃસ્વાર્થ સ્નેહ, અકપટ પ્રેમ, અપરૂપ વાણી, પ્રાણનું અને હૃદયનું જે કંઇ શ્રેષ્ઠ—એના જ દ્વારા સ્વામી–પૂજા કરે છે. સ્વામી દરિદ્ર હોય તો ત્હેને મહાધની માનીને ત્હેની અર્ચ્ચના કરવી પડે છે. મુર્ખ હોય તો ત્હેને મહાપંડિત માનીને ત્હેનો ઉપદેશ પાળવો પડે છે.

ખોડવાળા શરીરનો અથવા વ્યાધિગ્રસ્ત હોય તો પણ હેને કામદેવ જેવો સુંદર પ્રકટ દેવમૂર્તિ રૂપે માનવો પડે છે. ભક્ત જેમ કામના વિનાનો બનીને, હેણે કરેલા યજ્ઞની પૂજાનું ફળ શ્રીકૃષ્ણને સમર્પણ કરે છે, તેવી જ રીતે સતી પણ નિષ્કામ ભાવથી ફળની આશા રાખ્યા વિના, પોતાનાં સુખ, દુઃખ, માન, અભિમાન, અપમાન, મર્મવ્યથા બધુંયે ભુલી જઇને, સ્વામી દેવતાની પ્રીતિને માટે જ સ્વામીસેવા કરે છે. તિરસ્કાર, પુરસ્કાર, પ્રશંસા, અપ્રશંસા, ઠપકો, કશાની પણ તરફ હેની દૃષ્ટિ હોતી નથી. એનાથી અન્યથામાં પાપ છે, અને પાપમાંથી જ અધઃપતન આવે છે. સૂર્ય જેમ જગતનો નેત્ર-સ્વરૂપ, જ્યોતિ-સ્વરૂપ છે, તેવી જ રીતે સ્વામી પણ સતીના નેત્ર-સ્વરૂપ છે. જ્યોતિર્મય ગર્વનો વિકાસ છે. નારી ઉપર સ્વામીનો જેટલો અધિકાર છે તેટલો બીજા કોઇનો પણ નથી. ભક્તની ઉપર દેવતાનો જેટલો અધિકાર છે, હેના કરતાં સ્વામીને સર્વસ્વ માનનારી નારીની ઉપર સ્વામીનો અધિકાર એથીયે વધારે છે. દેવતાના અપમાનથી જેમ ભક્તનું નિકંદન નીકળી જાય છે, તેવી જ રીતે સ્વામીની અવમાનનાથી, સ્વામીની ઉપેક્ષાથી, સતીનું પણ બને છે. હેનું પ્રત્યક્ષ અને જળહળતું પ્રમાણ—હમે બન્ને જણ. મનને દુઃખ ન લગાડશો, પણ ખરૂં કહો જોઉં કે, એક દિવસના ભ્રમમાં હમે જે કર્મફળની સૃષ્ટિ કરી છે, હેનું આત શોચનીય અપ્રતિકાર્ય-ફળ આજે હમે ભોગવો છો,

સન્યાસિનીની દરેક વાત જાણે પ્રદીપ્ત અગ્નિ-શિખાની માફક, રત્નમયીના હૃદયને સ્પર્શી અને હેનીજ તીવ્ર શક્તિથી, તે જાણે અગ્નિદાહની યંત્રણા ભોગવવા લાગી. જે માતા પિતામાંથી હેણે આ પૃથિવીનો પ્રકાશ જોયો હતો, જે હેના ભગવત્ પ્રેરિત ગુરૂ અને ઉપદેષ્ટા હતાં, તેઓએ તો કદિ પણ હેને આવી જાતના ભાવથી ઉપદેશ આપ્યો નહતો. એમ થયું હોત તો આત્મંભરિતાને વશ થઇને, મોહની છળનાથી, તે હેના ઇષ્ટ દેવતા સ્વામીનું અપમાન કરે શા માટે ?

આ બધી વાતોથી હેનું મર્મ વીંધાઈ જવાથી, રત્નમયીના હૃદયમાં એક અસહનીય જ્વાલા ઉત્પન્ન થઇ. તે બરાબર સ્હમજી શકી નહિ કે, એ જ્વાલા વૃશ્ચિક દંશનની, અગ્નિદાહની કે વિદ્યુતની છે. હૃદયમાં ને હૃદયમાં, અત્યાર પ્હેલાં તે ઘણી બળી હતી. પજરેલા અગ્નિની માફક તે રહી રહીને, ધીરી ધીરી સળગતી હતી. પણ આજ એ જ છૂપી રીતે પજરતી આગ, જાણે હજારો મ્હોવાળી જીવ્હા લઇને, હેના હૃત્પિંડ હાડપિંજર અને મસ્તિષ્કને બાળવા લાગી.

અને કલ્યાણી પણ આ તિરસ્કારની જ્વાલામય શક્તિમાંથી મુક્તિ પામી એવું ન્હોતું. ત્હેણે મનમાં ને મનમાં ધાર્યું—"હાય! મ્હેંય ત્યારે શું કર્યું છે? જે વખતે આવા ગુણવાન જમાઈનું કોપ્રાયમાન વાતથી પીડા આપીને સ્વામીએ અપમાન કર્યું હતું, તે વખતે તો મ્હેં પત્નીનું કર્તવ્ય જાળવ્યું નહિ. ત્હેમને સારે માર્ગે ચલાવ્યા નહિ. મ્હારી આ લાડિલી કન્યાએ, જ્યારે ત્હેના સ્વામીનું અપમાન કર્યું હતું, ત્યારે તો મ્હેં મ્હારી કન્યાનો સ્હેજે તિરસ્કાર કર્યો ન્હોતો અથવા અભિમાની હરપ્રસાદને હાથ પકડીને ત્હેને પાછો વાળી લાવવાનો યત્ન ન્હોતો કર્યો. ઐશ્વર્યને લીધે ઉત્પન્ન થએલા સહજ મદગર્વે, મ્હારા ચિત્તને તે વખતે વિકલ કરી રાખ્યું હતું. મ્હારા સ્વામી ધનવાન, સમાજમાં મોભાવાળા, નવાબના ઉચ્ચ પદસ્થ અધિકારી, મ્હારા જેવું ભાગ્ય કો'ને, ઐશ્વર્ય કો'ને, એજ બધા વિચારોમાં હું લીન બની હતી, પણ ખરા માર્ગને જોઇ શકી નહિ. કેવળ દ્રવ્ય, અલંકાર, સુખ, ઐશ્વર્ય, એજ બધાં સુખને માટે હું સ્વામીની સેવા કરતી આવી છું, પણ કદિ પણ નિઃસ્વાર્થ ભાવે, કર્મફળની આશા રાખ્યા વિના ત્હેમની ઉપાસના કરતાં હું શીખી નથી. હું જોઉં છું કે આ સન્યાસિની નારી રૂપે દેવી છે! ત્હેણે જે જે અમને કહ્યું, તેજ બરોબર છે. માતા અને કન્યા અમે બન્નેય જણ મહાપાપી છીએ અને પાપના કઠોર પ્રાયશ્ચિત્તની જરૂર છે."

કલ્યાણી પણ હવે વધારે સહન કરી શકી નહિ. ત્હેના હૃદયની અંદર જે વેદના થતી હતી, ત્હેમાંથી ત્હેનાં નીલ કમલ જેવાં નેત્રમાં અશ્રુધારા વ્હેવા લાગી. એ અશ્રુ—જાણે કેટલાં હૃદયને સ્પર્શે તેવાં, કરૂણ કલ્યાણીથી ભરેલાં.

કલ્યાણીએ વસ્ત્રના છેડાવતી આંખો લ્હોઇ નાંખીને સન્યાસિનીને કહ્યું,—"મા! હવે વધારે વાર આ પીડા અમે સહન કરી શકતાં નથી. અત્યારે આ જગતમાં કાંઈ પણ જો અમારે ઇચ્છવા જેવું હોય તો, તે મ્હારા સ્વામીનું અમૂલ્ય જીવન છે. ખરૂં છે કે, બેજ દિવસ પ્હેલાં હું રાજરાણી હતી, અને આજે ભાગ્ય દોષથી રસ્તાની ભિખારણ છું. ભલે—તેથી હું લેશમાત્ર દુઃખિત, ભયભીત કે ચિંતાયુકત નથી. કહી દો મ્હને મા,—શું કરવાથી મ્હારા કપાળનો ચંદ્રક હમ્મેશને માટે ઉજ્વલ રહે? આપને મ્હેં કહ્યું ન્હોતું અને કહિશ પણ નહિ એમ મ્હેં ધાર્યું હતું. પણ નહિ કહીને પણ હું રહી શકતી નથી. એ વાત ઘણી ભયાનક છે! બે ત્રણ દિવસથી અમે આપને આશ્રયે આવ્યાં છીએ પણ એક દિવસ પણ, હું સુખે ઉંઘી નથી. પલક વિનાની આંખે, અંગારા જેવી શય્યામાં, ભયંકર આતંકમય સ્વપ્નથી

કંપી ઉઠીને, ઉંઘ વિનાની આંખે મ્હેં રાત્રિના કલાકો ને કલાકો ગણ્યા છે. આખો વખત હું મ્હારાં નેત્રની સ્હામે, જાણે રૂધિર-રંજિત એક ભયંકર દેખાવ જોયા કરૂં છું! મમતા વિનાના, શયતાન ફોજદારના હુકમથી, જાણે મ્હારા સ્વામીને મૃત્યુદંડની શિક્ષા થઇ છે. ત્હેમને શ્રૃંખલાબદ્ધ સ્થિતિમાં વધ્યભૂમિ પર લાવવામાં આવ્યા છે. ત્યાર પછી ઘાતકના ખડગે જાણે ઘડીકને માટે ત્હેમના માથા પર વિદ્યુતની ઝલક પ્રકટાવી. અને ત્યાર પછી—ત્યાર પછી—એ મહા અશુભ વાત! બધું રૂધિર! રૂધિર સ્ત્રોતથી જાણે નદી વહે છે. રક્ષા કરો મા! આ ભયંકર યંત્રણામાંથી મ્હારી રક્ષા કરો!"

કલ્યાણી વધારે બોલી શકી નહિ. આંખનાં આંસુથી ત્હેનું આખું શરીર પલળી ગયું. વાયુથી થરથરતા પીપળાના પાનની માફક, તે થર્‌થર્ કરતી કાંપવા લાગી. હૃદયની અંદર પ્રચંડ જ્વાલા સળગતો પશ્ચાતાપ, આંખની સ્હામે રૂધિરનો પ્રવાહ અને તેમાં વ્હેતું સ્વામીનું છુટું પડેલું માથું! કલ્યાણી મૃત્યુ કરતાં પણ આનાથી જાણે વધારે યંત્રણા ભોગવવા લાગી.

સન્યાસિનીએ કહ્યું-"અનુતાપજ પાપનું ખરૂં પ્રાયશ્ચિત્ત છે. ત્હમારા પાપના પ્રાયશ્ચિત્તનો આરંભ થયો છે. એ પ્રાયશ્ચિત્ત-યજ્ઞની પૂર્ણાહુતિ, કાલે ત્હમારે આપવી પડશે. કાલ પૂર્ણિમા છે. ઘણો શુભ દિવસ છે. આજ માતા અને કન્યા નિરાહાર રહીને, ગંગોદક પાન કરીને સ્વામીમૂર્તિનું ચિંતન કરતાં કરતાં સુઇ જાવ. કાલે આખો દિવસ ત્હમારે

देवकीतनयः दुःखदावाग्ने राधिकारमण रम्यसमूर्ते
दुःखमोचन दयार्णवनाथ, श्रीपते समयदुःखमशेषम् ॥

આ મહામંત્રનો જપ કરવો પડશે. ત્યારપછી ગભીર રાત્રે શુચિમય દેહથી, ભક્તિપૂર્ણ પ્રાણે, એકાંત ચિત્તે ત્હમે જનાર્દનની આરાધના કરજો. એક દૃષ્ટે ત્હેમની અનુપમ કાંતિ તરફ જોઇ રહીને પોતપોતાના સ્વામીની મૂર્તિનું ચિંતન કરજો. આવી રીતે ચિંતનના ફળથી, ત્હમે બન્નેય જણ, એ જ મુરલીધરની મૂર્તિની સાથે ઓતઃપ્રોત ભાવે ભળેલી, પોત પોતાના સ્વામીની મૂર્તિને જોઇ શકશો. જો બરાબર એ જ પ્રમાણે બને તો, તે ઉપરથી સમજજો કે ત્હમારાં બન્નેય જણનાં પૂર્વસંચિત અજ્ઞાનકૃત પાપનું પ્રાયશ્ચિત્ત થયું છે."

કલ્યાણી અને રત્નમયી આ પ્રમાણે કરવાને કબુલ થયાં. સન્યાસિનીએ ત્હેમના સંયમની વ્યવસ્થા કરી આપી.

---

# પ્રકરણ ૨૦ મું.

## કૃપારામની કપટબાજી.

જેની અદમ્ય રૂપ તૃષ્ણામાં આહુતિ રૂપે પતિત થઇને, આજે રત્નમયી અને કલ્યાણીની આ દુર્દશા છે, કમલલોચન રાય રાજાના જેવો ઐશ્વર્યશાલી અને ક્ષમતાવાન છતાં પણ આજે રસ્તાનો ભિખારી છે, ત્હેના મકાનની અંદર આપણે એકવાર ઘણા ભય સાથે પ્રવેશ કરવો પડશે.

મીર અલીખાં, કમલલોચન રાયને કેદ કરીને ઘણો નિશ્ચિંત થયો હતો ખરો. પણ બીજા દિવસની સ્હવારમાં જ્યારે ત્હેણે સાંભળ્યું કે ત્હેનો મુખ્ય શિકાર રત્નબિબિ ત્હેની માતાની સાથે મકાન છોડીને નાશી ગઇ છે, ત્યારે તે વધારે ચડસે ભરાયો અને સાથે સાથે ઇનામ જાહેર કર્યું કે, જે કોઇ રત્નમયીને પકડી લાવી આપી શકશે, ત્હેને દસ હજાર રૂપિઆ ઇનામ મળશે.

ઘણાખરાઓએ રત્નમયીને નજરે જોઇ ન્હોતી. એથી કરીને આ દસ હજાર રૂપિઆની સહાયતાથી એકદમ નસિબ ફેરવવાની ત્હેમને ઇચ્છા હતી ખરી છતાં પણ, કોઇ નવાબની સ્હામે એકાએક આગળ આવી શક્યું નહિ. કારણકે તેઓ સમજ્યા હતા કે, એ બિબિને જેમ પકડી લાવી શકવાથી ઇનામ મળવાનો સંભવ છે, તેવી જ રીતે ત્હેમાં જો અફળ નિવડ્યા તો જીવ ગુમાવવાનુ જોખમ પણ રહેલું છે.

એથી જ કરીને આ બાબતમાં કોઇ આગળ પડ્યું નહિ. મીર અલીખાં રોષપૂર્વક ગર્જના કરીને બોલ્યો—" આ બધા કમબખ્ત બદમાશ સિપાઇઓને એકદમ બરખાસ્ત કરો. એમના પગાર બંધ કરીને એમને કેદ કરો. "

મીર અલીખાંના મુખ્ય અધિકારીનું નામ કૃપારામ રાય ચૌધુરી. એ કમલલોચન રાયની જ્ઞાતિનો હતો. જ્ઞાતિ વિવાદના ફળ રૂપે, અતીત બંગાળમાં અનેક જણનાં સત્યાનાશ વળ્યાં હતાં. કૃપારામ, કમલલોચનની ઐશ્વર્યવૃદ્ધિ અને નવાબ સરકારમાં ત્હેની પ્રતિષ્ઠા જોઇને બળી ઝળીને દ્વેષથી મનમાં ને મનમાં ત્હેનું કાસળ ક્હાડવાની ઇચ્છા રાખતો. જે એ અમલદારો, કમલલોચન રાયના મામલા વખતે મુખ્ય વાદી રૂપે ઉભા રહ્યા હતા, તેઓ આજ કૃપારામના મિત્રો હતા. કૃપારામ તે સ્થળે હાજર હતો.

નવાબ મીર અલીખાંએ રોષભર્યા કટાક્ષથી કૃપારામને કહ્યું—" હતભાગ્ય લુચ્ચા શયતાન! ત્હમારા મગજમાં શું લેશમાત્ર પણ બુદ્ધિ નથી? આવી સારી તક ત્હમે ખુશી થઇને ગુમાવો છો? એજ કમલલોચન રાયની જગ્યા હું ત્હમને આપીશ. કમલલોચન રાય જીવતા સુધી ત્હમારી સાથે

દુશ્મનાવટ કરતો ગયો છે જેથી કરીને ત્હમારા હાથ પગમાં બેડી પડે ત્હેની પણ તજવીજ એણે એક દિવસ કરી હતી. પણ હું ત્હમારી ઉપર દયા રાખતો હતો તેથી કરીને, તે તે કરી શક્યો નહિ. અત્યારે બદલો લેવાનો ત્હમારે પૂરેપૂરો યોગ્ય અવસર આવ્યો છે. કમલલોચન રાયનું મૃત્યુ આનવાર્ય છે. સુબેદાર શાયસ્તખાંના દરબારમાં, આ સરકારી મહેસુલ ઉચાપત કર્યા બદલનો, એક રૂક્કો મ્હેં લખી મોકલાવ્યો છે. ત્યાંથી એના મોત માટેનો હુકમ નક્કી જ આવશે. તે વખતે જો ઇચ્છા ધરાવું તો, હું જ ત્હમને આમલદાર બનાવી શકું."

બંગાળાના ઇતિહાસમાં વિશ્વાસઘાતકોનો અભાવ કોઈ પણ યુગમાં ન્હોતો. કૃપારામ, મીર અલીખાંના આ તિરસ્કારને પુરસ્કાર માનીને બોલ્યો—"જનાબ! મહેરબાન! હું પ્રતિજ્ઞા કરૂં છું કે, પંદર દિવસની અંદર કમલલોચન રાયની કન્યાને હું આપના દરબારમાં લાવીને હાજર કરીશ."

મીરઅલીખાં, કૃપારામના મુખ ઉપર એક મર્મભેદી દૃષ્ટિ નાંખીને બોલ્યો—"જો ન કરી શકો તો?"

કૃપારામઃ હુઝુરાલી મ્હારા માટે દંડની જે વ્યવસ્થા કરશે, ત્હેને હું સાનંદચિત્તે ગ્રહણ કરીશ.

મીર અલીઃ જો આ કાર્યમાં નિષ્ફળતા મળશે, ને ત્હમારી અશક્તિને લીધે મ્હારી આશા ભંગ થશે, તો ત્હેને માટે હું ત્હમને જીવતા લગિ કેદની સજા ફરમાવીશ. કેદખાનાની અંદર જ આહાર વિના અને યંત્રણાથી ત્હમારૂં મૃત્યુ થશે.

કૃપારામ દંડની વાત સાંભળીને ચમકી ઉઠયો. પરંતુ તરત જ મનનો ભાવ છુપાવી દઇને તે બોલ્યો—"પણ જો એજ રત્નબિબિને લાવીને હજુરની ખીદમતમાં હાજર કરી શકું તો?"

"તો ત્હેને માટે ત્હમને સારા દરજ્જાપર ચ્હડાવી આપીશ. ત્હમે જ એ સપ્તગ્રામ ચકલાના આમિલદાર થશો. કમલરાયનાં ઘરબાર બધુંએ ત્હમારૂં થશે. પણ બરાબર યાદ રાખજો કે, આજથી પંદર દિવસની મુદત હું ત્હમને આપું છે."

એટલું કહીને મીર અલીખાં, તે ખંડમાંથી ચાલ્યો ગયો. કૃપારામને ભાન ન્હોતું કે, ફોજદાર એ ખંડમાંથી ચાલ્યો ગયો છે. પણ હંમ્મેશના અભ્યાસને લઇને, સલામો ઉપર સલામો કરતો કરતો એ શયતાન બોલ્યો—"હુઝુરાલીનો જય જયકાર થાવ. હુજુર ગરીબ પરવર! માલિકે મુલ્ક!"

એવામાં એક પ્હેરેગીર સિપાઇએ આવીને ત્હેને પાછળથી બોલાવ્યો—"ચોધુરી સાહેબ!"

કૃપારામની ચમક હવે ભાંગી. ત્હેણે જોયું કે, ફોજદાર ખંડમાંથી ચાલ્યો ગયો છે અને ત્હેને જેણે બોલાવ્યો ત્હેનું નામ જમાદાર જાફરઅલી છે. જાફરઅલીને જોતાંની સાથેજ, કૃપારામના મુખે આનંદોચ્છ્વસિત ભાવ ધારણ કર્યો. તે બોલ્યો—"સમાચાર શા છે, જાફરઅલી? મિનહાઝ ક્યાં?"

જાફરઃ હુઝુર બંદાની ગુસ્તાખી માફ થાય. મિનહાઝ મોત પામ્યો છે અને સમાચાર પોંચાડવા માટે હુંજ આવ્યો છું.

કૃપારામે કહ્યું—"શયતાનના બચ્ચા! સમાચાર શું છે જલ્દી કહે!"

જાફર ગભરાતો ગભરાતો બોલ્યો,—"અનેક મહેનત કરીને બિબિનો પત્તો અમે મેળવ્યો હતો ખરો. પણ નસિબ તદ્દન વાંકું તેથીજ અમે જાળની અંદર ત્હેને નાંખી શક્યા નહિ."

કૃપારામે જાફરને ઇશારો કરતાંજ, તે ત્હેની પાછળ ચાલ્યો, કારણ જે સંબંધી આ જાફરની સાથે તે વાતચિત કરવા માગતો હતો, તે ઘણી જોખમભરેલી હતી. પાછું નવાબ ઓથેથી ત્હેમની વાતચિત સાંભળી શકે, એજ ભયથી કૃપારામ જાફરને પોતાના દફતરખાનામાં લઇ ગયો.

રત્નમયીને ચંપાના ઝાડ નીચે, જે બે સિપાઇઓ પકડવા ગયા હતા, ત્હેમાંનો એકજણ આ જાફરઅલી હતો. પોતાના સાથીને ઘાયલ થયેલો જોઇને, પ્રાણભયથી ઉંચે શ્વાસે તે પલાયન કરી ગયો હતો. રત્નમયીની સાથેના મેળાપથી માંડીને બધી હકીકત જાફરે પોતાના માલેકને કહી સંભળાવી. કહેવાની જરૂર નથી કે, રત્નમયીને આ બન્ને સિપાઇઓ ઓળખતા હતા. તેટલાજ માટે, કૃપારામે ત્હેમને એ કામને માટે મોકલ્યા હતા.

જાફરઅલીની વાત સાંભળીને કૃપારામ ઘણીજ ચિંતામાં પડ્યો. બે ચાર મિનિટ વિચાર કર્યા પછી, ત્હેના મગજમાં એક નવી યુક્તિ સુઝી આવી. કૃપારામે, જાફરને કહ્યું—"એ જંગલનો રસ્તો ત્હને બરાબર રીતે યાદ છે?"

જાફર આ વાતથી હિંમત પામીને બોલ્યો—"હા. બરોબર યાદ છે. આ વખત હુઝુર શું પોતે જવાના ?"

કૃપારામે કહ્યું—"હા. હમણાં તું આરામ લે. કાલે સ્હવારમાં બે ચાર સિપાઇઓને સાથે લઇને, હું ત્હારી સાથે આવીશ."

જાફરને વિદાય કરીને, કૃપારામ વિચારમાં ગુંથાયો. મનમાં ને મનમાં તે બોલ્યો—"કમલલોચન રાયે, જ્યારે, અત્યારસુધી મ્હારા નાશને માટે યત્ન કર્યો છે, ત્યારે મ્હારા ભવિષ્યના સૌભાગ્યનો તે મહાશત્રુ છે. એટલા માટે

ત્હેનો ઉચ્છેદ કરવાનો માર્ગ હું ચોખ્ખો કરૂં તો તેમાં પાપ શું? દુનિયામાં મ્હોટા માણસ થવું હોય તો, આટલા ન્યાય અન્યાય, ધર્મ અધર્મના વિચાર કર્યાથી ચાલે નહિ. મ્હારા મહા સ્વાર્થના મુખમાં જે કોઈ આવીને પડશે, તે સૌને હું પતંગિઆની માફક પગ તળે મસળી નાંખીશ."

"કમલલોચન રાયની કન્યા રત્નમયી મ્હારી ભાઈની દીકરી થાય છે. ન્હાનપણમાં મ્હેંજ ત્હેને આ ખોળામાં લઇને રમાડી છે. મ્હારાપર તે ઘણું જ હેત રાખતી. પરંતુ એ બધી મમતાની વાતનો અત્યારે વિચાર કરવાથી, મ્હારૂં કામ આગળ ચાલશે નહિ. કમલલોચન રાય ધનના બળથી, પદગૌરવને લઇને મહાદાંભિક બની ગયો હતો. ત્હેણે એક દિવસ તિરસ્કારથી વાત કરીને અપમાન કરીને મ્હને કૂહાડી મુકયો હતો. "અન્નથી પોપાયેલો નોકર" "કૃતઘ્ન કુતરો" એ બધી વાતો આજ પણ અગ્નિ શિખાની માફક મ્હને જવાલા આપે છે! એ અપમાનનો બદલો હું આજ વેળાએ લઇશ. કમલલોચનનું મહેલ સમાન મકાન, ઉંચો રાજનો દરજ્જો, લોકસમાજમાં ત્હેનું સન્માન, પાલખી, નોકર ચાકર, ઐશ્વર્યના ઉચ્ચ પદનું જે કંઇ બધું તે સર્વ મ્હારૂંજ થશે. મ્હારા સ્વાર્થની આગળ આ રત્નમયી-પતંગી પગ તળે રોળાઇને મૃત્યુ પામશે."

"વંશ ગૌરવ પર કલંક લાગશે? ખરી વાત છે કે, કમલલોચન રાય મ્હારો મ્હોટો ભાઇ છે—એકજ જ્ઞાતિનો છે. ન્હાનપણથી મ્હને માબાપ વિનાનો જોઇને ત્હેણે મ્હારૂં પાલણપોષણ કર્યું છે. ત્હેના જ પ્રતાપથી મ્હારો આવો ઉંચો દરજ્જો છે. પણ ત્હેનાં વાકયોની વેદના, અપમાન, ઠપકો એ બધું હું જ્યાં સુધી નહિ ભુલું ત્યાંસુધી મ્હારા હૃદયને જરા પણ શાંતિ થશે નહિ. જ્ઞાતિલાને કોઇએ કદિ પણ માફી આપી નથી. દુઃશાસને, કુરૂસભા વચ્ચે પાંડવ પત્ની યાજ્ઞસેનીનું અપમાન કર્યું હતું—એ શાસ્ત્રની જ વાત! રત્નમયી જ્યારે કોઇ પણ રીતે મુક્તિ પામવાની નથી, આ નવાબ મીર અલીજ જ્યારે કોઇ પણ ઉપાયે ત્હેને કબજે કરવાનો, ભવિતવ્યજ જ્યારે તીક્ષ્ણ ખડ્ગના ઝટકાથી રત્નમયીનું માથું કાપવાને તૈયાર થયું છે, ત્યારે એવે વખતે આવી સુંદર તકમાં મ્હારો સ્વાર્થ હું શામાટે ન સાધી લઉં? લોકો નિંદા કરશે? સમાજ તિરસ્કાર કરશે? ત્હેને હું રજ માત્ર પણ ગણુતો નથી. રૂપિઆ ઉછાળી શક્યાથી, ધિક્કારને યોગ્ય આ બધાં કાર્યો કરવા છતાં પણ, સમાજમાં હું પૂજ્ય ગણાઇશ."

કોઈ શયતાનિયત કામ સફળ થવાની આશાથી, શયતાનનું હમ્મેશનું કાળું મ્હોં, જેમ એકાએક ઉજવલ ભાવ ધારણ કરે, તેવીજ રીતે કૃપારામના

ઉદાસ, ચિંતા ભરેલા મુખ ઉપર, એજ વખતે એવીજ જાતની એક નર્કની જ્યોતિ પ્રકાશી નીકળી.

ત્યાર પછી મનમાં ને મનમાં ત્હેણે આ સંબંધી બીજી પણ એક ભયંકર મતલબ ગોઠવી. કેવી રીતે ત્હેણે રત્નમયીનું સત્યાનાશ વાળ્યું હતું તે આગળ ઉપર જાહેર થશે.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### અજાણી આફ્ત.

ભગવાનની પાસે જે માણસ સુખ ઐશ્વય માગે છે, તે ત્હેની જ કૃપાથી ઐહિક સંપદને પામે છે. પણ માણસ જાતનો સ્વભાવ જ એવો છે કે, સંપદ જરાક હાથમાં આવતાંની સાથે જ ભગવાનને તે ભુલી જાય છે, અને મળેલી સંપદની જ ઉપાસના તે કર્યા કરે છે.

દુઃખના દિવસો ફરીથી આવતાં, ભગવાનને તે પાછો બોલાવે છે. પણ સંપદના મદગર્વમાં ત્હેણે અનેક પાપો કરેલાં હોવાથી, વિપદને વખતે તે ભગવાનને જેવા પૂરા હૃદયથી બોલાવવા જોઇએ, તેવી રીતે તે બોલાવી શકતો નથી.

પણ જ્યારે અનુતાપના અશ્રુજળથી ત્હેનાં ચક્ષુઓ ભરાઇ આવે છે, જ્યારે વિવેક ત્હેને ધર્મને બતાવેલે રસ્તે દોરે છે, ભગવાનને જ્યારે તે એકનું એકજ અવલંબન માનીને ત્હેના ચરણમાં આળોટે છે, ત્યારે દયાળુ ભગવાન, એજ અનુતપ્ત ભક્તની ચક્ષુની ધારા પોતાને હાથે લ્હોઇ નાંખે છે.

કલ્યાણી અને રત્નમયીને માટે સન્યાસિનીએ આગળ કહેલો પ્રાયશ્ચિત્તનો જે વિધિ બતાવ્યો હતો, ત્હેનું કારણ બીજું કંઇજ નહતું. એકાંત ચિત્તથી ભગવાનને આત્મસમર્પણ કરવાથી, ત્હેમની કૃપાથી ત્હેમની બધી આપદ વિપદ દૂર થઇ જાય, એજ ત્હેનો હેતુ હતો. ભકત–વત્સલ ભગાવન જ ત્હેમની રક્ષા કરે.

ભૈરવીનો ઉદ્દેશ સફળ થયો. ક્રમાગતઃ અનુતાપથી, અનુશોચનાથી, મા અને દીકરી બન્નેનો મનનો મેલ કપાઇ ગયો. તેઓ ચોખ્ખાં સોનાનાં બનીને રહ્યાં.

બીજે દિવસે બપોરે, સન્યાસિનીએ કલ્યાણીને કહ્યું–" મા ! હવે કોઇની પણ સહાયતાની જરૂર નથી. હવેથી ભગવાન જ ત્હમારી સર્વ સંકટમાં રક્ષા કરશે."

કલ્યાણીએ કહ્યું–" મા ! હું જાણુતી નથી કે, ગયા જન્મમાં ત્હમે અમારાં કોણ હતાં ! આ જન્મમાં જે દીવ્ય માર્ગ ત્હમે અમને બતાવી દીધો છે, તેનાથી અમે નવું જીવન પામ્યાં છીએ અને ત્હમે પણ અમારી માતાનું કામ કર્યું છે. પણ મા ! મા અને દીકરીની અંદર હજી પણ પૂરી ઓળખાણ મળી નથી. "

કલ્યાણીના મનનો ભાવ સ્હમજી શકીને, સન્યાસિની બોલી–" ત્હમને જ્યારે મ્હેં મ્હારા હૈયાની અંદર ખેંચી આણ્યાં છે, ત્યારે આ હૈયાની બધી ગુપ્ત વાતો, ત્હમને જણાવવી ઉચિત છે. હું ત્હમારી આગળ કશું પણ છૂપું રાખીશ નહિ. મ્હારા સ્વામી એક જમીનદાર હતા. માણસાઇના ગુણવાળા હતા. જીવ પર દયા, ધર્મમાં અનુરક્તિ, પરહિતને માટે સર્વસ્વ સમર્પણ, ન્યાયની મર્યાદાને માટે પોતાના સ્વાર્થનો ત્યાગ, આ બધા અલોકસામાન્ય ગુણો વિધાતાએ ત્હેમને આપ્યા હતા. ત્હેમણે રાજમહાલમાં નવાબ સરકારમાં ચાકરી સ્વીકારી હતી. ન્યાયદર્શી નવાબ શાયસ્તખાં ત્હેમને ઘણી જ સ્નેહની આંખથી જોતા હતા. એથી જ એમનું સત્યાનાશ વળ્યું. જે મીર અલીખાં લઇને આજે ત્હમે રસ્તાના ભિખારી થયાં છો, તે જ મીરઅલીજ ત્હેમનો મુખ્ય શત્રુ બની ઉઠયો. અને એક ભયંકર રાજનૈતિક ષડ્યંત્રની અંદર પડીને, મ્હારા સ્વામી કારારૂદ્ધ થયા. "

સન્યાસિની વધારે બોલી શકી નહિ. ત્હેની આંખમાં થઇને વરસાદની ધારા વ્હેવા લાગી. કલ્યાણીએ કહ્યું–" જે કંઈ કહ્યું તે જ બસ છે. એનાથી ત્હમારા મનને આટલું બધું કષ્ટ થશે એમ હું જાણતી હોત તો એ વાત હું ફૂલાડત નહિ. "

એવામાં કાલભૈરવે આવીને ખબર આપી કે,–" મા ! કલ્યાણીબાના દિયર કૃપારામ ચૌધુરી એક વિપદના સમાચાર લઇને આવ્યા છે. તે એકવાર એમની સાથે એકાંતમાં મળવા ઇચ્છે છે. "

કૃપારામ રાયનું નામ સાંભળીને, સરલહૃદયા કલ્યાણી ઘણી જ હર્ષ પામી. કૃપારામની સાથે કમલલોચનને મ્હોડાનું હેત બરાબર હતું. તોપણ મનની અંદરનો જે ભાવ હતો, ત્હેનાથી કલ્યાણી અણજાણ હતી. એક કુટુંબનો ગણીને કૃપારામની સ્હામે બ્હાર નીકળતાં કલ્યાણીને કશોયે સંકોચ ન હતો. કૃપારામે ત્હેની રત્નને હાથમાં રાખીને મ્હોટી કરી હતી, અને કલ્યાણીને પણ મ્હોટા ભાઈની વહુ તરિકે તે યોગ્ય માન આપતો હતો.

કૃપારામનું નામ સાંભળીને કલ્યાણીએ કહ્યું—" ત્હેમને અંહિઆં લઇ

આજ્ઞા." સન્યાસિનીને ઈશારતમાં કહ્યું—"મા! ત્હમે બાજુ જતાં રહો." આથી સન્યાસિની રત્નને લઇને તે ખંડ છોડીને ચાલી ગઇ.

અત્યંત ભાવ બતાવીને કૃપારામ રાય ચૌધુરીએ કલ્યાણીના પગની રજ લઇને માથે ચ્હડાવી, કેમકે તે મ્હોટા ભાઇની વહુ હતી.

કલ્યાણીએ કહ્યું—"કેમ, બાબત શું છે, ભાઇ?"

કૃપારામઃ રત્નને મ્હોટી વિપદ છે ભાભી! નવાબે દસ હજાર રૂપિઆ ઇનામ જાહેર કર્યું છે. જે માણસ રત્નને ત્હેના મકાન પર પોચાડી આપે, ત્હેને એ ઇનામ મળે.

કલ્યાણીઃ કેવી ભયાનક વાત! ત્હમારા ભાઈ કેવી રીતે છે?

કૃપારામઃ ત્હેમના સંબંધી ત્હમારે કાંઇ ભય નથી. સતી લક્ષ્મી ત્હમે છો—ભય શાનો? ત્હમારૂં લૂણ મ્હેં ઘણું ખાધું છે. ભાઇને જેથી કરીને કોઇ પણ જાતની અગવડ ના પડે, ત્હેનો બંદોબસ્ત કરવાને મ્હેં કોઇ પણ જાતની ખામી રાખી નથી. ત્હમે તો જાણો જ છો કે—મ્હારૂં જે બધું ઐશ્વર્ય એ બધું એમને જ માટે છે. હું પોતાનો પ્રાણ આપીને પણ ત્હેમને બચાવીશ.

સ્વામીની નિરાપદ હાલતના સમાચાર જાણીને કલ્યાણી ઘણે દરજ્જે આનંદ પામી. કૃપારામને હમ્મેશ તે સ્નેહની જ આંખથી જોતી હતી. અને કૃપારામ મનની અંદર અંદર કમલલોચન રાયના સર્વનાશના યત્નને પોષ્યા કરતો હતો છતાં પણ, અત્યારની ઘડી સુધી બધાની તરફ તે પોતાપણાનો ભાવ દેખાડતો આવ્યો હતો.

સરલહૃદયા કલ્યાણીએ કહ્યું—"ત્હમને બીજું શું કહીને હું આશિર્વાદ આપું ભાઇ! ભગવાન ત્હમારૂં હજી પણ વધારે સારૂં કરે. હવે રત્નને બચાવવાનો ઉપાય શો?"

કૃપારામઃ એ ઉપાય કર્યા વિના શું અંહિ આવ્યો હોઇશ ભાભી? હું પાલખી સુદ્ધાં સાથે લાવ્યો છું. અમારા છૂપા જાસુસો ત્રણ ચાર દિવસ થયાં ત્હમારી શોધમાં ફરે છે. રત્નનું શીલ, આપણા વંશનું ગૌરવ—જો અખંડ રાખવા માગતાં હો તો, ત્હેને માટે જરા પણ વિલંબ ન કરતાં રત્નને મ્હારી સાથે આવવા દો. હું જોઇને આવ્યો છું કે, નવાબના હુકમથી પચાસ મુસલમાન સિપાઇઓને રત્નને પકડવાને માટે મોકલવામાં આવ્યા છે. જે ઉપાયે બનશે—તે ઉપાયથી ભાઇને હું બચાવીશ. તેમ જો હું ન કરી શકું, તો રાય વંશનું હું કલંક બનું. પણ રત્નને બચાવવાને માટે અંહિથી પલાયન શિવાય બીજો કોઇ પણ રસ્તો હું જોઇ શકતો નથી.

કલ્યાણી આ ભયંકર વાત સાંભળીને, એક હૃદયભેદક લાંબો નિઃસાસો નાંખીને બોલી—" ત્હમે રત્નને ક્યાં લઇ જશો ભાઇ ?"

કૃપારામઃ રાજમહાલમાં મ્હારો એક મિત્ર છે. ત્હેના મકાનમાં હું મ્હારી સ્નેહમયી રત્નને છૂપાવી રાખીશ. અને એજ શુભ અવસરે બંગાળા-બિહાર-ઉડિષ્યાના સુબેદાર નવાબ શાયસ્તખાંના દરબારમાં, ભાઇની મુક્તિને માટે હું એક અરજી કરીશ.

કૃપારામના મ્હોં ઉપર ભય અને વ્યાકુળતાનો ભાવ જોઇને સરલ હૃદયા કલ્યાણી સહજવારમાં ઠગાઈ ગઈ. તે વ્યગ્ર ભાવે બોલી—" ક્યાં છે ત્હમારી પાલખી ? જાવ ત્હમે રત્નને લઇ જાવ. રત્નની રક્ષા કરવાથી, ત્હમારા રાય-વંશની મર્યાદા અખંડ રહેશે. હું હમણાંજ રત્નને તેડી લાવું છું."

કલ્યાણીએ તરતજ તે જગ્યાએથી ચાલી નીકળીને, બીજા ખંડમાં જઇને સન્યાસિની આગળ બધી વાત કહી સંભળાવી. ભવિતવ્યના ચલાવ્યાથી તીક્ષ્ણબુદ્ધિ સન્યાસિની, રત્નના બીજે સ્થાને જવાના સંબંધમાં કશો પણ વાંધો લઈ શકી નહિ.

રત્નમયી પણ ત્હેના કૃપારામ કાકાને ન્હાનપણથી ચ્હાતી હતી. એટલા માટે માતાના મ્હોંની બધી વાત સાંભળીને, જલ્દીથી વિપદમાંથી મુક્ત થવાને માટે, કૃપારામની સાથે જવાને તે તૈયાર થઇ.

કૃપારામની પાલખી બ્હારના બારણા આગળ ઉભી હતી. કલ્યાણી અને સન્યાસિનીએ બારણા સુધી આવીને રત્નને પાલખીમાં બેસાડી. આઠ જણ બલિષ્ટ ઉચકનારાઓ પાલખી લઇને દોડવા લાગ્યા. અને અભાગિની રત્નમયી, એક નર પિશાચની છલનામાં પડીને ભયંકર વિપદના મુખ તરફ આગળ વધવા લાગી.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### કાલભૈરવ અને હરપ્રસાદ.

આ પ્હેલાં બીજા પણ કેટલાક બનાવ બની ગયા હતા. ત્હેની જરા માહિતી આપવાની જરૂર છે. કલ્યાણીના આગ્રહથી, સન્યાસિનીએ હરપ્રસાદ આગળ ત્હેની પત્નીની આ નિરાશ્રય સ્થિતિનું વર્ણન કરીને એક માણસ મોકલ્યો હતો. આ માણસ તે બીજો કોઇજ નહિ—આપણો કાલભૈરવ હતો.

કાલભૈરવને મ્હોંયેથી બધી બાબત સાંભળીને, હરપ્રસાદ ભડકી ઉઠ્યો અને સ્તંભિત બની ગયો. કમલલોચનનું ભાગ્ય આવી રીતે બદલાયું છે, અને

ત્હેની પત્ની અને કન્યાની આવા પ્રકારની શોચનીય સ્થિતિ થવા પામી છે, એવો વિચાર આવતાંજ ત્હેનાં ચક્ષુમાંથી અશ્રુધારા વ્હેવા લાગી. તે ચીસ પાડીને બોલી ઉઠયો—"હાય! પ્રભુ નારાયણ! આ શું કર્યું?"

નીચેની ખડકીમાં કાલભૈરવને વિશ્રામ લેવાની વ્યવસ્થા કરી આપીને, મર્મવેદનાથી અધીરો થઇને, તે અંતઃપુરમાં દાખલ થયો. માના ઓરડાની સ્હામે ઉભા રહીને ત્હેણે કહ્યું—"બા?"

દીકરાનો વિકૃત કંઠસ્વર સાંભળીને મા બહાર દોડી આવીને બોલી—"કેમ, પ્રસાદ?"

હરપ્રસાદની આંસુભીની આંખ જોઇને માતાનું મુખ સુકાઇ ગયું. ત્હેણે બ્હીકથી ગભરાઇને પુછ્યું—"શું બન્યું છે?"

હરપ્રસાદે પછી બધી વાત ખોલીને ત્હેની માને કહી સંભળાવી. એ બધું સાંભળી રહ્યા પછી, વૃદ્ધા માથે હાથ દઇને બેસી ગઇ. મ્હોટે સાદે તે બોલી ઉઠી—"હવે ત્યારે શું થશે પ્રસાદ! એ તો મ્હારી કુળલક્ષ્મી હતી—મ્હોટી વહુ હતી—મ્હારા આ અંધકારમય ઘરનો ઉજળો દીવો હતો!"

પ્રવૃત્તિને લઇને માતા પુત્ર વચ્ચે સંગ્રામ ઉત્પન્ન થયો. માતાએ, રત્નમયી ઉપર જે અન્યાય્ય શિક્ષા પ્રચાર કરી હતી, જે શિક્ષાને પાછી ખેંચી લેવાને માટે તે કોઇપણ રીતે તૈયાર ન્હોતી, અને માતૃભક્ત હરપ્રસાદ જે શિક્ષાને ટેકો આપીને મૂંગે મ્હોંયે અપરાધીની માફક વખત વીતાવતો હતો, ત્હેને આજે પાછી ખેંચી લેવાનો દિવસ આવ્યો હતો.

એટલા માટે હરપ્રસાદે કહ્યું—"બા! ધનવાન કમલલોચન રાય અને ત્હેમની કન્યા ઉપર ત્હમારે જે રીસ હતી તે હું ધારૂં છું હવે ઉતરી જશે, કેમકે તેઓ હવે રસ્તાનાં ભિખારી બન્યાં છે."

પુત્રની આવી વિદ્રુપવ્યંજક વાતથી મર્મપીડિત અને અનુતપ્ત થઇને, આંસુ ભરી આંખે માતા બોલી—"મ્હોટી વહુ ઉપરની મ્હારી બધીએ રીસ હવે ચાલી ગઇ છે. માત્ર ત્હારૂં અપમાન કર્યાને માટે જ મ્હેં આવી કઠોર વ્યવસ્થા કરી હતી. માની આગળ દીકરી અનેક અપરાધો કરે. પેટે જન્મ લીધેલી કન્યાએ જો કોઇ પણ અપરાધ કર્યો હોય તો, માતૃહૃદયની કોઇ એવી જ જાતની દુર્બળતા છે કે, ત્હેને ગર્ભમાં ધારણ કરનારી માતા, સહજમાં ત્હેના બધા અપરાધો માફ કરે છે. પણ મ્હેં એને પારકાની દીકરી ગણીને ત્હેને માફી ન્હોતી આપી. મ્હારી કુલની લક્ષ્મી—મ્હારી મ્હોટી વહુને, શયતાન નવાબ લુંટી જાય, તે નજરે જોયા કરતાં મ્હારૂં મૃત્યુ સારૂં. જો મ્હેં ત્હને ગર્ભમાં ધર્યો હોય, મ્હારા આ દેહના શોણિતપાનથી જો તું પુષ્ટ અને મ્હોટો થયો

હોય, માતાના દુધનું જો કોઇ ઋણુ રહેતું હોય, તો તેને માટે તું હમણાં જ મ્હારી વહુને ઘરમાં લાવ. આપણે નહિ હોય તો, આ ગામ છોડીને બીજે કોઇ પણ ઠેકાણે ચાલ્યાં જઇશું. બીજી એક વાત,—જો ત્હેને બચાવી અથવા રક્ષા કરી શકું નહિ તો, ત્હેનું નારીત્વનું શીલ કલંકિત થાય તે પ્હેલાં ત્હેની તું ત્હારે પોતાને હાથે હત્યા કરજે, એજ મ્હારી આજ્ઞા છે. જે ઉપાયે બની શકે તે ગમે તે ઉપાયે વહુને લાવવાની જ ઇચ્છા રાખજે."

કર્તવ્ય અને પ્રવૃત્તિના સંગ્રામમાં હરપ્રસાદનો જ જય થયો. ત્હેના મનની ઉપર જે ભારે બોજો દબાયલો હતો, તે ખસી ગયો. હરપ્રસાદ માતાની પગરજ માથે ચ્હઢાવીને કાલભૈરવની સાથે એ સંબંધી સલાહ નક્કી કરવાને માટે બ્હારના ભાગમાં ચાલ્યો આવ્યો.

બીજા એક જણે બારણાની પાછળ છાની રીતે ઉભા રહીને, આ બધી વાત સાંભળી લીધી. સાંભળીને તે મર્મે મર્મમાં કંપી ઉઠી. તે બોલી,—"આ સત્યાનાશ! બ્હેનને આવી વિપદ? નારાયણ! આ શું કર્યું પ્રભુ!" તે બીજી કોઈ જ ન્હોતી, પ્રભાવતી હતી.

હરપ્રસાદ ખડકીમાં આવતાં જ, કાલભૈરવ આગ્રહ સાથે બોલી ઉઠયો—"શું નક્કી કર્યું દેવ?"

હરપ્રસાદે કહ્યું—"મ્હારી પત્નીને લાવવી એજ નક્કી." પાસે એક ટીપણું પડયું હતું. હરપ્રસાદ ત્હેનાં પાનાં જોવા લાગ્યો.

અશ્લેષા-મઘા-ત્ર્યહસ્પર્શ, દિશાશૂલ ઇત્યાદિ અશુભ યોગ પ્હેલા બે દિવસનો અધિકાર કરી બેઠા હતા. એટલે હરપ્રસાદે જોયું કે, ત્રીજો દિવસ જ સારો છે. ત્હેણે કાળભૈરવને કહ્યું—"પરમદિવસ સારો છે. હું વ્હેલો મળસ્કામાં અહિંથી પાલખીમાં ચાલી નીકળીશ. એ શિવાય બીજો તો કોઇ ઉપાય જણાતો નથી."

કાલભૈરવે કહ્યું—"એ જ ઠીક છે ત્યારે, પણ 'પરમદિવસ' ચાલ્યો ન જાય હો દેવ! નવાબના માણસો ચારે તરફ ફરે છે."

હરપ્રસાદ આ વાત સાંભળીને, માથા પર હાથ દઇને બેઠો. એક લાંબો નિઃસાસો નાંખીને તે બોલ્યો—"ઉપાય શો કાલભૈરવ?"

કાલભૈરવે કહ્યું—"ઉપાય છે દેવ! મ્હને ખાત્રી છે કે, મંદિરમાંથી બ્હાર નીકળશો તો પણ ત્હમે નિરાપદ નથી. અમારી માતા સન્યાસિનીની દેહરક્ષાને માટે, મ્હારા જેવા બીજા પણ પચીસ કાલભૈરવ છે. એ લોકો ત્હમારી રક્ષા કરશે."

કાલભૈરવે તેજ સાથે એ જંગલની અંદરના આશ્રય સ્થાનનો ગુપ્ત માર્ગ

ત્હેને બતાવી દીધો. એજ રસ્તો પકડીને હરપ્રસાદ નક્કી કરેલે દિવસે વેળા નવ વાગતાને સમયે, સન્યાસિનીના આશ્રમમાં આવી પ્હોંચ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### પંખી પાંજરામાંથી છટક્યું.

હરપ્રસાદ, મંદિરને બારણે પ્હોંચ્યો તે પ્હેલાં દસજ મિનિટ ઉપર, કૃપારામ રત્નમયીને લઇને ચાલ્યો ગયો હતો. કાલભૈરવ હરપ્રસાદને આવવાની આશામાં, એજ દેવાયતનના પ્રવેશદ્વાર આગળ ત્હેની રાહ જોતો બેઠો હતો. ભૈરવને જોઇને હરપ્રસાદે કહ્યું—" ખબર કેમ છે ?"

કાલભૈરવે કહ્યું—" ખરાબ કરતાં કંઇક ઠીક ખરી. બ્હેનને ત્હેના કાકા આવીને લઇ ગયા છે."

હરપ્રસાદ વિસ્મય પૂર્વક ચીસ પાડીને બોલી ઉઠયો–" કાકા ? કૃપારામ રાય ? સત્યાનાશ વળ્યું ! શયતાનના હાથમાં પડી !"

હરપ્રસાદે કૃપારામ સંબંધીની બધી વાત કાલભૈરવને કહી સંભળાવી. કૃપારામનો ખરો સ્વભાવ, ત્હેની સાસુ કલ્યાણી પણ જાણતી નથી. એટલા માટે ત્હેણે કૃપારામની છળભરી મીઠી વાતથી મુગ્ધ થઇને, રત્નને ત્હેના હાથમાં સોંપી છે. દસ હજાર રૂપિઆના ઇનામની લાલચથી નક્કી જ તે રત્નમયીને નવાબના હાથમાં સોંપશે.

હરપ્રસાદના મુખેથી બધી વાત સાંભળીને, કાલભૈરવ બોલ્યો–" દેવ ! મ્હને લાગે છે કે તેઓ હજી પણ આ જંગલને રસ્તેથી બ્હાર નીકળી શક્યા નહિ હોય. આપણા ડાંગવાળા દસ માણસો તૈયાર છે. ચાલો–આપણે અત્યારે જ પાલખીને ઘેરી લઇએ. ત્હેમની સાથે માત્ર આઠ જણ પાલખી ઉચકનારા અને ચાર હિંદુ સિપાઇઓ છે. ભય શાનો છે ?"

પત્નીની આ મહા વિપદની અને શોચનીય પરિણામની વાતનો વિચાર કરીને, ચિરદિન શાસ્ત્રાધ્યાયી બ્રાહ્મણના સર્વ શરીરમાં વીજળીનો પ્રવાહ છુટયો. હરપ્રસાદે કહ્યું–" ભૈરવ ! ત્યારે હવે વિલંબ કરો નહિ. મ્હને પણ ન હોય તો એકાદ ડાંગ અથવા લાકડી આપો. ચિરદિન ઘી દુધથી પોષાયલા આ બાહુની શક્તિ આજે મ્હારે અજમાવવી જોઇએ."

કાલભૈરવ હરપ્રસાદને સાથે લઇને તે જ વખતે જંગલને એક બીજે રસ્તે થઇને જલદીથી આગળ ધસવા લાગ્યો. તે વખતે દસ જણ ડાંગવા-

ળાઓ ખરેખર તૈયાર જ હતા. કાલભૈરવે ત્હેમને કહ્યું—" ભાઇઓ ! આ જ એક સતીનું સતીત્વ આફતમાં છે ! ચાલો—ત્હમે અમારી સાથે ! "

તેજ વેળાએ એ દસ જણુ ડાંગવાળાઓ, લાકડી, ડાંગ, સોટા વિગેરે લઇને કાલભૈરવની પાછળ ચાલ્યા. આ જંગલનાં સ્થાનના દરેક રસ્તા ત્હેમને પરિચિત હતા. કાલભૈરવે એક ઝાડની ઉપર ચડીને જોયું તો, તે વખતે પાલખી હમણાં જ જંગલને મધ્ય રસ્તે હતી.

કાલભૈરવ હુંકારો કરીને બોલ્યો—" દેવ ! મા કપાલિની આપણને સહાય છે. બીજા બે માઇલ રસ્તો પસાર કરતાં જ, આપણે એ પાલખીને પકડી શકીશું. "

કાલભૈરવ જાણતો ન્હોતો કે, એજ જંગલની એક એકાંત જગ્યાએ, શયતાન કૃપારામના પચીસ હથિઆરબંધ સિપાઇઓ છૂપાઇ રહ્યા છે.

કાલભૈરવ, હરપ્રસાદ અને ત્હેમના સાથીઓએ જે સમયની અંદર એ માઇલનો રસ્તો પસાર કર્યો, તેજ સમયે બરાબર કૃપારામે, એક વડના ઝાડ નીચે પાલખીને નીચે ઉતારવાનો હુકમ કર્યો. એ જ વડના ઝાડની નજીકના જંગલમાં ત્હેની સાથેના આગળ કહ્યા તે પચીસ મોગલ સિપાઇઓ છૂપાઇ રહ્યા હતા.

કૃપારામે મનમાં ને મનમાં વિચાર કર્યો—" હવે મ્હને પકડે છે કોણ ? આ વખત મ્હારૂં નશિબ ફર્યું છે. " એવામાં વનની અંદરથી ત્હેણે એક ભયંકર ચીસ સાંભળી—" જય કાલી મૈયાની જય ! "

જેઓ વિશ્વાસઘાતક, મહા પાપી હોય છે, તેઓ ઘણે ભાગે કાપુરૂષ હોય છે. કૃપારામ વનના અદૃશ્ય સ્થલમાંથી આ ભયંકર ચીસનો અવાજ સાંભળીને, ચમકી ઉઠયો. તેજ વખતે ત્હેના સંકેત ધ્વનિથી, એ પચીસ મોગલ સિપાઇઓ, પાલખીને ચારે બાજુએથી ઘેરીને ઉભા રહ્યા.

કૃપારામે કહ્યું—" હોશિઆર સિપાઇઓ ! આ જંગલમાં લુંટારૂઓનો ભારે ભય છે. આ પાલખીની અંદર નવાબ સાહેબની બેગમ છે. જીવ જતાં પણ પાછા ન હઠશો. "

એજ વખતે ભૈરવનું દળ તે જગ્યાએ આવી પ્હોંચ્યું. હરપ્રસાદ વિશ્વાસઘાતક કૃપારામને જોઇને, ક્રોધથી—ક્ષોભથી ગર્જી ઉઠીને બોલ્યો—" નરાધમ ! રાય વંશના કલંક ! આટલાજ માટે શું કમલલોચન રાયે ત્હારા જેવા ભિખારી શયતાનને રસ્તામાંથી ઉપાડી લઇને, અન્ન વસ્ત્ર આપીને ત્હને પુષ્ટ કર્યો હતો ? હાય ! ભગવાનનું વજ્ર શું હજી પણ નીરવ છે ! જે ત્હારા ભાઇની પુત્રી, જે વંશનું રક્ત ત્હારા અને કમલલોચન રાયના દેહમાં સમાન

ભાવથી વહે છે, જે રત્નમયીને ત્હેં બાળપણથી ખોળામાં રાખીને મ્હોટી કરી છે, ત્હેને ત્હારી કન્યા સ્વરૂપ જાણીને, પોતાની નીચ સ્વાર્થસિદ્ધિને માટે, રાયના પવિત્ર વંશ ગૌરવને હંમ્મેશને માટે તું કલંકિત કરવા જાય છે?"

કૃપારામ, હરપ્રસાદને સ્હામે જોતાંજ સમજ્યો કે—"બાબત તો લુંટારાની નથી! ત્હેણે ત્હેના સિપાઇઓને હુકમ કર્યો—હમણાં જ આ બધાને કેદ કરો."

આ હુકમ મળતાંની સાથે જ મોગલ સિપાઇઓ હરપ્રસાદના દળ ઉપર તુટી પડયા. હરપ્રસાદ આગળ વધતો હતો, એવામાં કાલભૈરવે ત્હેને જોર પૂર્વક ખસેડી લઇને કહ્યું—"દેવ! ત્હમારી પગરજ આપો. ત્હમે પાલખીની પાસે જાવ. બ્હેનને જંગલની અંદર નાસી જવાનું કહેજો." કાલભૈરવનાં જ્વલંત નેત્ર અને ત્હેની દૃઢ પ્રતિજ્ઞાવ્યંજક કઠોર વાણી સાંભળીને હરપ્રસાદ પાછો ખસીને ઉભો રહ્યો અને કાલભૈરવે, વેગપૂર્વક નવાબના સિપાઇઓ ઉપર હલ્લો કર્યો.

રત્નમયી સ્હમજી શકી નહિ કે, શાથી શું થયું! ત્હેના હૃદયના આ વિપ્લવમય સમયે, હરપ્રસાદ ત્હેની પાલખીની સન્મુખ આવીને બોલ્યો—"રત્નમયી! હમણાં જ પાલખીમાંથી બ્હાર નીકળી આવ."

સ્વામીનો કંઠસ્વર સાંભળીને રત્નમયી પાલખીની બ્હાર આવી. તે બોલી—"ત્હમે! ત્હમે–અંહિઆં!"

હરપ્રસાદે કહ્યું—"સાંભળ રત્નમયી! ત્હારો કાકો કૃપારામ ઘોર વિશ્વાસઘાતક, શયતાન છે. ત્હારી મા ત્હેને ઓળખી શકયાં નહિ. જો બચવા ઇચ્છતી હો, જો નારીની ઇજ્જત જાળવવા માગતી હો, તો હમણાં જ આ જંગલની વિપરિત દિશા તરફ નાસી જા. જે ભગવાને એક દિવસ ભૈરવ લુંટારાના હાથમાંથી ત્હારી રક્ષા કરી હતી, તેજ આજે પણ ત્હારી રક્ષા કરશે. જા–જલ્દી જા. જે રીતે વીરવિક્રમ કાલભૈરવ લ્હડે છે, ત્હેનાથી હજી પણ બીજો અડધો કલાક સુધી અમે ઝુઝી શકીશું. એની અંદર તું ઘણે દૂર સુધી ચાલી જઇ શકીશ. જા–હમણાં જ નાસ."

રત્નમયી પાલખીમાંથી નીચે ઉતરી. ઉચકનારાઓ પાલખી નાખીને ઘણા આગળથી જતા રહ્યા હતા. પાલખીને સાચવનારા દરવાનો પણ સિપાઇઓની સાથે લ્હડાઇમાં ભળ્યા હતા. એથી જ કરીને એ તરફ પાલખીના રક્ષક રૂપે કોઇપણ હતું નહિ.

રત્નમયી સ્વામીની પગરજ માથે ચ્હડાવીને બોલી—"ત્હમારૂં શું થશે?"

હરપ્રસાદે જવાબ આપ્યો—"એ ચિંતા ભગવાનના હાથમાં સોંપ.

મ્હારે માટે ફીકર કરીશ નહિ. કાલભૈરવ સાથે હોય ત્યાંસુધી મ્હને પકડે એવી કોની મગદૂર છે!"

રત્નમયી રોતી રોતી, એકાંત મનથી નારાયણને બોલાવતી બોલાવતી, તે સ્થાનનો ત્યાગ કરીને હરપ્રસાદે બતાવેલા વિપરીત દિશાના જંગલમાં દાખલ થઇ. હરપ્રસાદ, પત્નીને વિપદમુક્ત જોઇને, ભૈરવની સહાયને માટે અગ્રેસર થયો.

પ્રાણપણથી ઝુઝીને, ડાંગવાળાઓ કેટલાક જમીનદોસ્ત થયા, અને કેટલાક સિપાઇઓને હાથે કેદ પકડાયા. હરપ્રસાદ પણ બાદ ગયો નહિ.

કૃપારામે હવે અવસર મળ્યો હોવાથી પાલખીની નજીક જઇને જોયું તો, પાલખીનું દ્વાર ખુલ્લું છે. પાંજરૂં સૂનું કરીને, પંખિણી ઉડી ગઇ છે. ત્હેણે તરત જ ચાર સિપાઇઓને જંગલની અંદર મોકલી આપીને, હરપ્રસાદ અને કાલભૈરવને લઇને તે આગળ ચાલ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### અસહાયનો સહાય ભગવાન.

હવે આપણે જરા ઇતિહાસની વાત કહીશું. સમ્રાટ આલમગીર ઉર્ફે ઔરંગજેબ અત્યારે દિલ્લીના સિંહાસન પર હતો. એ જ સમયે મહારાણા રાજસિંહ અને છત્રપતિ શિવાજી મહારાજની સાથે યુદ્ધની તૈયારીમાં તે ઘણો જ ગભરાઇ ગયો હતો. આજ યુદ્ધની તૈયારીથી દિલ્લીનો રાજકોષ ધીમે ધીમે શૂન્ય થવા લાગ્યો. ઔરંગજેબ બાદશાહને પૈસાની તાણ પડી છે, અને સમગ્ર હિંદુસ્થાનની અંદર સ્વર્ણપ્રસૂ શસ્યસ્યામલા બંગદેશમાંથી નિયમિત રીતે રાજની મહેસુલ આવતી નથી,–એ મ્હોટી બેઅદબીની વાત! સમ્રાટ આલમગીરે ખુબ તગાદો કરીને પોતાના પ્રતિનિધિ બંગેશ્વર શાયસ્તખાંને લખ્યું કે,—" પૈસા જોઇએ છે. જે ઉપાયથી બની શકે તે ઉપાયે, બીજી પણ મહેસુલ મોકલાવો."

નવાબ શાયસ્તખાં અત્યારે બંગાળા–બિહાર–ઉડિષ્યાનો સુબેદાર હતો. ધાન અનાજ વિગેરે બંગાળામાં અત્યારે ઘણું સસ્તુ હતું. પ્રજાની સ્થિતિ પણ ઘણી ઉન્નત હતી. શાયસ્તખાં રૂપિઆના આઠ મણ ચોખા ભાવ નક્કી કરીને, એક સરકારી ભંડાર તૈયાર કરતો હતો. બંગાળની અત્યારે ઘણી જ સારી અવસ્થા હતી, તોપણ બધી જગ્યાએથી પૈસા આવતા કેમ નથી?

ત્હેણે પોતાના જમણા હાથ સ્વરૂપ બંગ–બિહારના મહેસુલ ખાતાના

વસુલાતી અધિકારી ઝિંદાઅલીને તિરસ્કારસૂચક સ્વરથી કહ્યું—" બાદશાહનો કાગળ મળ્યા પછીથી, બધા કાગળ પત્ર અને મહાલ સમૂહના હિસાબો વિગેરે જોયાથી મ્હને એવું સમજાય છે કે, બંગાળાના સપ્તગ્રામ સરકારની મહેસુલ ઘણી વધારે ને વધારે બાકી પડતી જાય છે, એનું કારણ શું છે ?"

આ યોગ્ય તકે અમે એક ભીતરની વાત કહી નાંખવા ઇચ્છીએ છીએ. આ ઝીંદાઅલીના મનમાં, ઘણા દિવસ થયા, સપ્તગ્રામ સરકારના ફોજદાર થવાની ઇચ્છા હતી. પણ મીરઅલીખાંએ એજ દરજ્જો પોતે માગ્યાથી, ત્હેની ઇચ્છામાં વિઘ્ન પડ્યું હતું. મીરઅલી, શાયસ્તખાંનો ઘણો નજીકનો સગો હતો. તેથી આ નવાબી ચાકરી ત્હેને જ મળી ગઈ હતી. ઝિંદાખાં, એ જ દિવસથી મીરઅલીનો ઘોર શત્રુ બન્યો હતો. વળી આમિલદાર કમલલોચન રાય આ તરફ ઝિંદાઅલીનો પરમમિત્ર હતો. મીરઅલીને ઝાંખો પાડવાને માટે, કમલલોચનને ગુપ્ત સલાહ આપીને, ઝિંદાઅલીએ એ મહાલની મહેસુલ બાકી રખાવી હતી.

મીરઅલીખાં રાત દિવસ વિલાસ વ્યસનમાં મગ્ન રહેતો હતો. સુંદરી નર્તકી અને શિરાઝીની સમ્મોહિની માદકતામાં ત્હેના દિવસ વીતતા હતા. રાજકાર્યમાં ત્હેનું કશું પણ લક્ષ ન્હોતું વિગેરે એ બધી ખરેખરી હકીકત, બંગ-બિહારેશ્વર સુબેદાર શાયસ્તખાંને, આ સારો અવસર જોઇને તે કહેવાને ચુકયો નહિ.

તેજ ઘડીએ શાયસ્તખાંએ હુકમ આપ્યો—" કાલેજ હું રાજમહાલ છોડીને સપ્તગ્રામ તરફ રવાના થઇશ. મીરઅલીનું ભાન ઠેકાણે લાવીને, હું જાતે જ સરકારી પગાર વસુલ કરતો આવીશ. હોડી કાલે તૈયાર રખાવજો."

આ છે, કમલલોચન રાયની સાથે નવાબ મીરઅલીખાંના વિવાદના એક મહિનો આગળની વાત. બંગ-બિહાર-ઉડિષ્યાના મુલકના માલેકની સાથે જે જાતનાં લોકજન, અસબાબ હોવાં જોઇએ, તેવી જાતના ઠાઠથી સપ્તગ્રામ જવાની વ્યવસ્થા ન કરતાં, અને નવાબ મીરઅલીખાંને અગાઉથી કોઇ પણ જાતની ખબર આપ્યા શિવાય સુબેદાર શાયસ્તખાં, ઘણી છાની રીતે સપ્તગ્રામ તરફ રવાના થયા.

જે દિવસે રત્નમયીને લઇને જંગલની અંદર એ હંગામો થયો હતો, તેજ દિવસે પ્રભાતમાં નવાબ શાયસ્તખાંની હોડી ત્હેના યાનવાહન સાથે, હુગલીની પાસે થઇને વ્હેતી ગંગાના પટ પર આવી પ્હોંચી હતી.

નવાબની હોડી જરા દૂર હતી; કારણ ત્હેની હોડીમાં બેગમ અને ત્હેની કન્યા મોતિયા-બિબિ હતાં. નવાબની એજ હોડીમાં બેગમની દાસીઓ

અને બાંદીઓ કેટલીક, અને બેગમના ભાઇના દીકરાઓ ઝિંદાખાં અને રહમતખાં હતાં.

નવાબ સુખશય્યામાં સુઈ રહ્યા હતા. કન્યા મોતિયા અથવા મોતિબિબ્બિ ત્હેને એક પુસ્તક વાંચી સંભળાવતી હતી અને વચ્ચે વચ્ચે ધારી ધારીને જોતી હતી કે, નવાબ ઉંઘી ગયા કે નહિં? એવામાં મોતિઆએ વિસ્મય સાથે જોયું તો એક દૂર દૂરની ઝડપ ચાલવાળી ન્હાની નૌકામાંથી, કોઇ જાણે ઘડી એકની અંદર, ગંગાના તરંગની અંદર ઝીંપલાવી પડયું અને તે મૂર્તિ તે સ્ત્રી જાતિની હતી.

મોતિયાએ આ બનાવ જોતાં જ, નવાબને કહ્યું—"અબ્બાજાન્? જુઓ છો શું? આપની સ્હામે રમણીની હત્યા થાય છે!"

ઝિંદાખાં અને રહમતખાં નવાબની નજીકના એક ગાલચાની ઉપર બેસીને વિશ્રામ લેતા હતા. તેઓ એકદમ ચમકી ઉઠીને ઉભા થઇને બોલ્યા—"કઇ તરફ બ્હેન-માણસ ડુબ્યું છે?"

મોતિયાએ આંગળી કરીને તેજ વેળાએ થોડે દૂર જતી એક ન્હાની નૌકા બતાવી. ઝિંદાખાં અને રહમતખાં બન્ને ભાઇઓ, તરત જ નદીમાં કુદી પડયા.

કહેવાની જરૂર નથી કે અતિ સામાન્ય પ્રયત્નથી જ તેઓ એ ડુબેલા દેહને બચાવી લાવ્યા. આગળ કહેલી નૌકામાં જે બે માણસો હતાં, ત્હેમણે પણ એ વખતે બંધુક ચલાવી, ઝિંદાખાંને જમણે ખભેથી એજ બંધુકની ગોળી ચામડીને વીંધીને પાર થઇ ગઇ.

જીવન મરણની સમસ્યા હતી! એટલે જ ઝિંદાખાંએ કહ્યું—"રહમત તું આ સ્ત્રીને ઝાલ. આપણી હોડી પણ નજીકમાં છે. હું એ શયતાનોને પકડવાનો યત્ન કરૂંછું." એટલી વાત કહીને ઝિંદાખાં, પોતાને વાગેલું તે નહિ ગણકારીને આગળ બતાવેલી નૌકાની નજીક જઈ પ્હોંચ્યો, પણ એ શયતાનોએ પાછી ફરીને બંધુક લીધી.

ઝિંદાખા તે તરફ લક્ષ નહિ આપીને, એજ નૌકાની પાછળના ભાગનું સુકાન ઝાલીને ત્હેની ઉપર ચ્હડી ગયો. રોષપૂર્વક ચીત્કાર કરીને તે બોલ્યો—"હું નવાબ શાયસ્તખાંનો સેનાપતિ છું. ત્હમે કોણ છો? શામાટે આવા નીચ કામમાં પ્રવૃત્ત થયા છો?"

નવાબ શાયસ્તખાંનું નામ સાંભળીને, એ બન્ને હરામખોરો જાણે આભા બની ગયા. તેઓ ભયથી કાંપવા લાગ્યા. ત્હેમના હાથમાંથી બંધુકો પડી ગઇ. તેઓ પોતપોતાનો જીવ બચાવવાને માટે બોલ્યા—"હજુરાલી! અમે નિમ-

કના ગુલામ છીએ ! ફોજદાર મીરઅલીખાંના હુકમથી, આ હિંદુ જનાનાને અમે ત્હમારી આગળ લઇ આવતા હતા. તે પોતાની ઇચ્છાથી દરીયાની અંદર કુદી પડી છે. એમાં અમારો કશો અપરાધ નથી.”

એટલા વખતમાં બંગેશ્વરની એક ન્હાની હોડી તે જગ્યાએ આવી પ્હોંચી. રહમતખાં એ હોડીમાં હતો. રહમતે અત્યાર પ્હેલાં જ એ જળમાં ડુબી ગએલી સ્ત્રીને ત્હેમની નવાબની હોડીમાં મુકી હતી. રહમતે ઝિંદાખાંને કહ્યું–“ભાઈ! ત્હમને ઘણી ગંભીર રીતે ઇજા થઇ છે?”

ઝિંદાખાંએ કહ્યું—“ના કશું પણ નથી. આજે એક વિપદમાં પડેલી, જળમાં ડુબેલી સ્ત્રીને બચાવી શક્યો છું, તેમાં જે આનંદ છે ત્હેની તુલનામાં મ્હારો આ ખભાનો આઘાત ઘણો સામાન્ય છે. ચાલો આપણે આપણી હોડીમાં પાછા ફરીએ.”

ઝિંદાખાંએ રહમતને સંક્ષેપમાં મીરઅલી સંબંધીની બધી હકીકત કહી સંભળાવી અને પ્હેલી કહેલી નૌકાના ઉતારૂઓ બે અર્થાત્ મીરઅલી-ખાંના એ અનુચરોની જોડી, ત્હેના હુકમથી નવી આવેલી મોગલ સેનાના હાથમાં કેદ થઈ

ઝિંદાખાંએ કહ્યું—“રહમત! નવાબની નૌકાની પાસેની હોડીમાં સર-કારી હકીમ સાહેબ છે. તું હમણાં જ એમને ખબર આપ. હું સીધે સીધો નવાબની નૌકામાં જઉં છું.” આ પાણીમાં ડુબેલી રમણી તે રત્નમયી, તે કદાચ વાંચકો, સ્હેજ અનુમાનની સહાયતાથી સ્હમજી ગયા હશે. કેવી રીતે રત્નમયી આ દુરાચારોના હાથમાં પડી તે આપણે હવે કહીશું.

હરપ્રસાદની સલાહ પ્રમાણે જંગલની અંદર પ્રવેશ કરીને, થોડેક દૂર આગળ આવ્યા પછી રત્નમયી રસ્તો ભુલી ગઇ. જંગલમાં ફરી પણ પાછી એકવાર માર્ગ ચુકી જવાથી, તે એક મ્હોટી વિપદમાં આવી પડી. પણ આ વખતની વિપદ પ્હેલાંનાં કરતાં પણ વધારે ભયંકર હતી.

લ્હડાઇ ચાલતી હતી તે વખતે બે મોગલ સિપાઇઓએ જોયું હતું કે, રત્નમયી એક માણસની સાથે વાત કરે છે. એમાંનો એક સિપાઇ વાંચકોને આગળનો પરિચિત છે. એ માણસ કૃપારામનો ગુપ્તચર જાફરઅલી જ હતો, જેણે ચંપાના ઝાડ નીચેથી નાસી આવીને, કૃપારામને રત્નમયીની બાબતમાં બનેલી બધી વાત જણાવી હતી. જાફરઅલીએ જ્યારે જોયું કે, રત્નમયી જં-ગલની અંદર દાખલ થઇ છે, ત્યારે તે લ્હડાઇમાં સામેલ ન રહેતાં પોતાના એક જોડીદાર સિપાઇને સાથે લઇને, ઘણી સાવચેતીથી રત્નમયીની પાછળ પાછળ જવા લાગ્યો અને હતભાગિની રત્નમયી, ભાગ્યની ચલાવી ચાલીને

રસ્તો ભુલીને, સન્યાસિનીના મંદિરની તરફ ન જતાં, વનને એક બીજે રસ્તે થઇને ગંગાના કીનારા પર આવી પ્હોંચી.

રત્ન અત્યારે ઘણી જ થાકીને કંટાળી ગઇ હતી. ત્હેના આખા શરીરમાંથી દડ્ દડ્ કરતી સ્વેદધારા વ્હેતી હતી. રસ્તો ચાલવાની પણ શક્તિ ન્હોતી! સ્હામે જોસભર્યા પ્રવાહવાળી પૂણ્યસલિલા જાન્હવી કલ્કલ્ નાદ કરતી વહી જતી હતી. રત્નમયીના મનમાં એક વાત અત્યારે ઘણી સજ્જડ રીતે ઠસી ગઇ. હરપ્રસાદે ત્હેને કહ્યું હતું—"જો આત્મરક્ષા કરવામાં તું અસમર્થ નીવડે તો, આત્મહત્યા કરીને તું ત્હારી નારી જાતિની ઇજ્જતને સંભાળજે."

રત્નમયી ગંગામાં ડુબી મરવાનો સંકલ્પ કરીને, જેવી ધીરે પગલે કીનારા પર ઉતરે છે, તેવાજ પેલા બે આગળ કહેલા હરામખોરોએ આવીને, ત્હેની આંખો બન્ને બાંધી લીધી. આ બે જણામાંનો એક નવાબનો માણસ કરીને હો કે સંગીનની અણી બતાવીને હો, એક ગરીબ ખારવાને ભય બતાવીને એક નૌકા પણ તૈયાર કરી લાવ્યો હતો. શયતાનોએ ભયથી અડધી મૂર્છા પામેલી રત્નમયીને એ નૌકામાં ઉપાડી લીધી.

જાફરઅલી રત્નનાં બંધન છોડી નાંખીને બોલ્યો—"આ વખત ત્હમને કોણ બચાવશે બિબિ? અમારાં નશિબને પાછાં ફેરવી નાખવાનો ત્હમે યત્ન કર્યો હતો, પણ આ વખતે ત્હમે ક્યાં જશો?"

રત્નમયીએ આ વાતનો કશો પણ ઉત્તર આપ્યો નહિ. તે અત્યારે ભગવાન પર વિશ્વાસ રાખતાં શીખી હતી. વિપદભયહારી મધુસૂદનને બોલાવતાં શીખી હતી. જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ, બધુંય અત્યારે ત્હેની નજરમાં સરખું હતું. એથી કેવળ માત્ર આકાશ તરફ આંગળી બતાવીને, મ્હોં નીચું કરી રહી.

જાફરઅલીએ કહ્યું—"આકાશ તરફ જોવાથી કશું પણ નહિ વળે બિબિ! આ કંઇ જંગલ નથી, દરિઓ છે."

નવાબની બેગમ, એટલે જાફરઅલીના મનમાં ઘણો ગુસ્સો હતો છતાં પણ, બે ચાર કડવા શબ્દો કહેવાના લોભને ત્હેણે જતો કર્યો. જરૂર પડવાથી રત્નમયીને નૌકાની અંદર રાખીને, તે પોતાના સાથી સાથે વાતચિતમાં ગુંથાયો. આ તરફ રત્નમયી પણ છુટવાના ઉપાયનો વિચાર કરવા લાગી.

રત્ને વિચાર કર્યો—"વધારે વાર શા માટે? શયતાનો અત્યારે વાતચિતમાં મસ્ત થએલા જણાય છે. આજ મ્હારે માટે ખરેખરો યોગ્ય અવસર છે. આવા શાંત, નિર્મળ, ચંચળ ઉર્મિથી ઉભરાતા, બધી જ્વાલાની શાંતિ કરનારા પવિત્ર ગંગાના જળમાં આત્મ સમર્પવો તે કેટલું બધું સુખ

ભર્યું છે! મ્હેં સાંભળ્યું છે કે, ગંગામાં મરવાથી અપમૃત્યુનું પાપ લાગતું નથી. સ્વામી મ્હારા, દેવ મ્હારા, મધુસૂદન મ્હારાએ, મ્હને મરવાનું જ કહ્યું છે." આવા બધા વિચાર કરીને હતભાગિની રત્નમયી તે જ વેળાએ ગંગાના પાણીમાં કુદી પડી. એની પછીની હકીકત વાંચકો જાણે છે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પ્રભાવતીનું હરણ.

"હવે કેમ છે બ્હેન?"

"ઘણું સારૂં છે. પણ હું ક્યાં છું? અને આપ કોણ છો?"

"હું એક સામાન્ય સ્ત્રી છું. તે સિવાય મ્હારે એક મુખ છે. એટલે ત્હમારા એ પ્રશ્નનો જવાબ હું એકીવારે આપી શકીશ નહિ. બ્હેન, ત્હમે બંગાળા બિહારના માલેક, નવાબ શાયસ્તખાંની નૌકામાં છો. કશો ભય નથી ત્હમારે!"

"આપ કોણ છો? આપનો પરિચય આપો. સાક્ષાત્ કરૂણારૂપિણી નારી ત્હમે છો. તે છતાં પણ હું કહું છું કે, મ્હારા જીવનની રક્ષા કરીને આપે એક અન્યાય્ય કાર્ય કર્યું છે."

"જુઓ—મ્હારે ફુરસદ થોડી છે. ન્યાય કે અન્યાયની વાત જરા ફુરસદ મળશે એટલે હું વિચાર કરી જોઇશ. પણ ત્હેની અગાઉ હું ત્હમને વિનંતિ કરૂં છું કે, ત્હમે મ્હને 'આપ' કહીને સંબોધન કરશો નહિ."

"આપનો પરિચય આપ પ્હેલાં આપો."

"હું નવાબ શાયસ્તખાંની એક સામાન્ય દાસી છું."

"અસંભવ! ન મનાય તેવી વાત! આવું સુંદર રૂપ જેનું, આવું ઉચ્ચ હૃદય જેને, આવું મમતા ભરેલું મુખ જેમનું, આવાં સ્નેહરસથી ઉછળતાં નયન એ જેનાં, આવી વીણાને લજાવે ત્હેવી સુંદર સુકંપિત સ્વરલહરી જેની, તે શું કદિ પણ દાસી હોઇ શકે?"

"ત્હમે બંગાળ દેશનાં માણુસ છો. દિલ્હી આગ્રાનું રાજ અંતઃપુર ત્હમે કદિ પણ જોયું નથી. મ્હારા કરતાંયે કેટલી સુંદર દાસીઓ, ત્યાં સુંદરી બેગમોની રૂપપ્રભાને મલિન કરી નાંખીને, ચારે તરફ હાસ્ય ભર્યાં મુખથી ફરતી હોય છે!"

"તેમ હોઇ શકે. પણ અમારા હિંદુઓની અંદર એક ચાલુ કહેવત

છે કે—મન એજ નારાયણ છે. મ્હારૂં મન આજ આપનો દેવી જેવો વ્યવહાર જોઇને, મ્હને કહી આપે છે કે—"

"શું કહી આપે છે?"

"આપ, બંગાળા-બિહાર-ઓડિષ્યાના દંડમુંડના વિધાતા, સાક્ષાત્ ન્યાય ધર્મના અવતાર, નવાબ શાયસ્તખાંની દુહિતા છો!"

"કદાચ એમજ હોય તો?"

જે વાત કરતી હતી, તે ઉઠીને ઉભી થઇને બોલી—"મ્હારી ગુસ્તાખી થઇ છે, નવાબ કન્યાને ઘટે તેવું માન આપવાની મ્હારી ફરજ છે." એટલું કહીને, ત્હેણે એક લાંબી સરખી કુર્નિશ કરી.

વાત ચાલતી હતી—નવાબ કન્યા મોતિયાબિબિ અને રત્નમયીની વચ્ચે. ઝિંદાખાંએ-નજીક આવેલા મૃત્યુના મુખમાંથી રત્નને બચાવીને, મોતિયાની પાસે પોંચાડી હતી. અને મોતિ બેગમે જ, સેવા સુશ્રુષા દ્વારા ત્હેને જીવનની સીમામાં આણી હતી.

આ મોતિયા—વિધાતાની અપૂર્વ રચના હતી. ત્હેનાં સકળ અંગના સૌંદર્ય સમાવેશમાં, સૃષ્ટિકર્તા વિધાતાએ કોઇપણ જાતની કૃપણતા કરી નહતી. ત્હેની ઉપરાંત ત્હેના હૃદયને, ત્હેણે એથી પણ વિશેષ સુંદર રીતે ઘડયું હતું. બંગાળા-બિહાર-ઉડિષ્યા જેની આંખના ઇશારાથી કંપી ઉઠતાં, એજ પ્રતાપશાલી નવાબ શાયસ્તખાંની કન્યા હોવા છતાં પણ, ત્હેના મનમાં લેશમાત્ર અહંકાર ન્હોતો. બંગાળ દેશ મોતિયાની આંખને ઘણો જ સારો લાગ્યો હતો. એ શસ્યશામલા, ફળ જળથી પૂર્ણ, વિહગકૂજનથી ગાજી રહેલી, સ્વચ્છ સલીલ સંપદથી વિભુષિત, કમલાનું ક્રીડાનિકેતન, ચિર પુણ્યભૂમિ બંગાળમાં રહેવાથી, ત્હેના હૃદયમાં કોઇ અસામાન્ય તૃપ્તિ અને આનુરક્તિ જાગી નીકળતાં. ત્હેનો સ્વામી, નવાબનો મુખ્ય સેનાપતિ હતો અને બંગાળ દેશમાં જ તે રહેતો હતો. એટલા માટે મોતિયા બેગમને, દિલ્લી આગ્રાનાં ઉત્સવ કોલાહલવાળો રાજમહેલ ત્યાગ કરીને, પિતાની આગળ, સ્વામીની આગળ જ રહેવાનું ગમતું હતું. બંગાળના ચંદ્રનો પ્રકાશ, બંગાળની નદીનાં જળ, બંગાળાનાં સૂર્યકિરણ, બંગાળના અતિ મીઠા ફળમેવા, ત્હેને ઘણા જ ગમતા.

મોતિયા બેગમે, રત્નમયીને આદર પૂર્વક પોતાની પાસે બેસાડીને કહ્યું—"આટલી બધી રૂપ સંપદ લઇને ત્હમે પૃથ્વી પર જન્મ પામ્યાં છો છતાં શા દુઃખે ત્હમે મરવા જતાં હતાં-રત્નમયી!"

એક અપરિચિતાને મુખેથી રત્ન પોતાનું નામ સાંભળીને આશ્ચર્ય પામીને બોલ—"મ્હારૂં નામ આપે કેમ કરીને જાણ્યું?"

મોતિયા કૃત્રિમ તિરસ્કારની સાથે બોલી—" વળી પાછું ' આપ '? હું ત્હમારી ન્હાની બ્હેન છું—ન્હાનીને કોઇ ' આપ ' કહીને બોલાવે ? ત્હમારૂં નામ જાણવું એ શું એક ઘણું સખત કામ છે? મ્હારા પિતા નવાબ શાયસ્તખાં, બંગાળા-બિહાર-ઉડિષ્યા એ ત્રણ ત્રણ સુબાઓની ખબર રાખી શકે અને હું ત્હમારૂં નામ જાણું, એ શું મ્હોટી વાત છે રત્ન ?"

રત્નમયીએ કહ્યું—" થોડીવાર અગાઉ મ્હેં કહ્યું હતું કે, આપે મૃત્યુના મુખમાંથી મ્હને બચાવીને અન્યાય્ય કામ કર્યું છે. પણ હવે હું સમજું છું કે, આપે ઠીક જ કામ કર્યું છે."

મોતિયાઃ કેમ ?

રત્નઃ એમ ન થયું હોત તો, આપના જેવી એક દેવી પ્રતિમાની બ્હેન રૂપે પરિચિત થવાનો કોઇ પણ સંભવ જ મ્હને મળત નહિ !

મોતિઆઃ એ બધું મ્હોટાપણું હવે રહેવા દો ! ત્હમારા સીમંતનું ઉજ્વલ સિંદુર ચિન્હ બતાવી આપે છે કે, ત્હમે સધવા છો. ત્હમે હવે પૂરેપૂરાં સાજાં થયાં છો. સ્વામીને ત્યાં જવા ઇચ્છતાં હો તો ત્હેને માટે હું ત્હમને બંદોબસ્ત કરી આપું

આ વાત સાંભળીને રત્નમયીનાં ચક્ષુ બન્ને અશ્રુધારાથી ટપકવા લાગ્યાં. કેટલાંક ટીપાં આંસુ ટપ્ટપ્ કરતાં, એ બસરાઇ ગલીચા ઉપર ટપકી પડયાં.

મોતિયાએ પોતાના ઓઢણા વતી ઘણી સાવચેતીથી રત્નના ગંડપ્રદેશપર થઇને વ્હેતી અશ્રુધારા લ્હોઇ નાંખીને કહ્યું-" મ્હને લાગે છે કોઇ અતિ કષ્ટ આપે તેવી સ્મૃતિ, ત્હમારા સ્વામીના પ્રસંગની સાથે જડાયલી હશે. જો તેવું પુછીને હું ત્હમારા મનના કષ્ટનું કારણ થઇ હોઉં તો, ત્હેને માટે ત્હમે મ્હને માફી આપશો."

આ વાત સાંભળીને રત્નમયી વિષણ્ણ વદને બોલી-" આપનું અનુમાન યથાર્થ છે. ખરેખર જ એક ઘણી કષ્ટદાયક સ્મૃતિ, મ્હારા એ સ્વામીના જીવનની સાથે જડાયેલી છે. હું બધી વાત ત્હમને ખોલીને કહી સંભળાવું છું." આટલું કહીને રત્નમયીએ, ભૈરવ લુંટારાની હકીકતથી માંડીને તે ઠેઠ મીર અલીના અત્યાચાર સુધીની બધી વાત મોતિયા બિબિને કહી સંભળાવી. આવી કરૂણ કહાણી સાંભળીને મોતિયાના કોમલ હૃદયમાં અતિતીક્ષ્ણ તીરના જેવો આઘાત થયો.

મોતિયા બોલી-" જ્યારે ત્હમને મ્હેં બ્હેન કહ્યાં છે, ત્યારે બ્હેનનું કામજ હું કરીશ. પ્રબલ પ્રતાપ નવાબ શાયસ્તખાંની કન્યા રૂપે જન્મ પામીને, જો કોઇજ સત્તા મ્હને હોય તો, ત્હેના વડે એ સત્તાનો સદુપયોગ

કરવાનો આવો સારો અવસર મ્હને કોઈ બીજો મળશે નહિ. ત્હમે જરા સબુર કરો. હું હમણાં જ પિતાની આગળ જઇને પાછી આવું છું.”

આટલી વાત કરીને, મોતિયા ઉતાવળે પગલે તે સ્થાન છોડીને ચાલી ગઈ. રત્નમયીએ મનમાં ને મનમાં વિચાર કર્યો-“કોણ જાણે, આ મોતિબિબિ–દેવી છે કે માનવી?”

કાલભૈરવ અને હરપ્રસાદને કારાગારમાં રાખીને, શયતાન કૃપારામે ત્યાર પછી શું કર્યું, ત્હેની વાત હવે કહીશું. ત્હેણે મનમાં ને મનમાં એક મતલબ નક્કી કરીને, હરપ્રસાદની બીજી પત્ની પ્રભાને લુંટી લાવવાનો ઠરાવ નક્કી કર્યો. તે જાણતો હતો કે, પ્રભા પણ એક પરમ સુંદર યુવતી છે,—તો પણ તે રત્નમયીના જેવી નહિ. એટલા માટે ત્હેણે એક દૂતી અને દસ સવારને હરપ્રસાદનું ઘર લુંટીને, ત્હેની બીજી વારની પત્ની પ્રભાને પકડી લાવવાને માટે મોકલ્યા. મીર અલીખાંએ, ત્હેમને આ સંબંધી પૂરેપૂરી સત્તા આપી હતી. રત્નમયીને મેળવવાનો ઉપાય ન્હોતો, તેથી પોતાનો જીવ બચાવવાની ખાતર મરણીયો થઇને ત્હેણે, નિરપરાધિ પ્રભાના સર્વનાશને માટે આવી ભયાનક વ્યવસ્થા કરી.

આ દુનિયામાં બે પ્રકારના સ્વાર્થી જીવ હોય છે. એક પક્ષ પોતાના મનમાં એમ માને છે કે, ઈહકાળ જ સર્વસ્વ છે–પરકાલ છે કે નહિ, તે કોણ જાણે છે? અને બીજો પક્ષ એવો છે કે, જેઓ જરા ઉપરની બાજુએ જોઇને કામ કરે છે. આપણી વાર્તામાંનો આ કૃપારામ, પ્હેલા પ્રકારનો સ્વાર્થી માણસ હતો.

કૃપારામની દૂતીનું નામ કાલીની મા. આ હતભાગનીએ, આખી જીંદગી બધાં આવાં નીચ કામોમાં જ કૂહાડી હતી. તે કૃપારામની પગારદાર હતી. કૃપારામે, આજ કાલીની માની સહાયતાથી, મીર અલીખાંની વિલાસ-વાસનાના ઉત્તરસાધક રૂપે, બીજી પણ બેચાર કુલલલનાઓનું સત્યાનાશ વાળ્યું હતું. એટલે કેવી રીતે ફંદની જાળ રચીને, આ પ્રભાવતી પંખિણીને પકડવી, તે સંબંધી જોઇતી યોગ્ય સલાહ આપીને ત્હેણે કાલીની માને મોકલી આપી.

આ તરફ પ્રભા, પ્રત્યેક પળે આશાભરી આંખે રાહ જોતી હતી કે, ક્યારે ત્હેનો સ્વામી રત્નમયીને લઇને પાછો આવે. જ્યારે આખો દિવસ વીતી ગયો, અને સ્વામી પાછા ન આવ્યા, ત્યારે ત્હેણે પ્રમાદ ગણ્યો.

એવામાં એક બીજી નવી વિપદ ઉપસ્થિત થઇ હતી. રત્નમયીના વિપદના સમાચારથી, ત્હેની વૃદ્ધા સાસુ, પ્રબળ માનસિક ઉત્તેજનાને લઇને ભયંકર જ્વરથી પથારીવશ થઈ હતી. ગામના વૈદ્યને બોલાવી મંગાવવામાં આવ્યો

હતો. તે ઓષધ આપતી વખતે પ્રભાને કહેતો ગયો હતો કે—"વૃદ્ધ હંયની માંદગી છે માટે સાવચેતી રાખજો–બ્હેન!"

સાસુ માંદી અને સ્વામી ઘેર હાજર નહિ. પ્રભાવતી આથી ઘણી જ ઉદાસ થઇ. ઘરના કામકાજમાં એ ગુંથાઈ છે, એવામાં કાલીની માએ આવીને દેખા દીધી. પ્રભાને ઓળખવામાં ત્હેને ઝાઝી વાર થઈ નહિ.

પ્રભાએ પુછ્યું—"કોણ છો ત્હમે?"

કાલીની મા બોલી—"ધીમેથી વાત કરો બ્હેન! ત્હમારાપર મ્હોટી આફત છે! હું સન્યાસિનીની પાસેથી આવું છું. ત્હમે એકવાર જરા ઓથે ચાલો, હું અંહિઆં બધી વાત કહી શકીશ નહિ."

પ્રભાએ મનમાં ને મનમાં કંઈ વિચાર કર્યો. ત્યાર પછી તે બોલી—"મ્હારા સ્વામી અને રત્નબ્હેન ક્યાં છે? તે કેવી રીતે છે?"

કાલીની મા બોલી—"બધાય સારાં છે. ત્હમારા સ્વામી હરપ્રસાદ, પાલખી લઇને ત્હમારે માટે વાટ જુએ છે. ત્હમે ઓથે ચાલો. બધી વાત ખોલીને કહું છું."

કાલીની માએ ત્હેની આંખ મ્હોં વિગેરેના ભાવ બદલીને, કંઇ એવી એક સ્થિતિ બતાવી કે, જેથી પ્રભા સ્હમજી કે ખરે જ ત્હેમની ઉપર આફત આવી છે અને એજ વખતે સારો લાગ સ્હમજીને, કાલીની મા હરપ્રસાદનું ઉપવસ્ત્ર અને વીંટી પોતાના કપડામાંથી બ્હાર કહાડીને, પ્રભાવતીને બતાવીને બોલી "આજે જે સમય આવ્યો છે, તેમાં સંદેહ ડગલે ને પગલે થયા કરે છે! ત્હમે વિશ્વાસ લાવશો નહિ એમ ધારીને જ, હરપ્રસાદે ત્હેમનું આ ઉપવસ્ત્ર અને વીંટી મ્હને ત્હમને બતાવવાને માટે આપી છે."

સરલ હૃદયની સ્વામીપ્રેમમાં મુગ્ધ પ્રભાવતી, નિશાની જોઇને હવે અવિશ્વાસ કરી શકી નહિ. તે બોલી—"પાછળના બાગમાં ચાલો. એ ઘણી એકાંત જગ્યા છે. ત્યાંજ ત્હમારી બધી વાત હું સાંભળીશ."

પછી બન્ને એ નિર્જન બાગના એક એકાંત ભાગમાં આવી પ્હોંચ્યાં. કાલીની મા ચારે તરફ જોઇને, અસ્ફુટ સ્વરે બોલી—"બાબત ત્યારે સાંભળો બ્હેન! હરપ્રસાદભાઇ ત્હમારી શૉક રત્નમયીને લઇને ઘેર આવવાને તૈયારી કરતા હતા, એવામાં ત્હેમણે સાંભળ્યું કે, નવાબની ફોજને ત્હમારૂં મકાન લુંટવાને માટે મોકલવામાં આવી છે. નવાબને રત્નમયી જોઇએ છે, પણ હજુ સુધી પણ તે ત્હેને મળી નથી. નવાબનું એવું માનવું છે કે, રત્નમયી ત્હમારા આજ ઘરમાં છે. ત્હમને બચાવવાને માટે, પ્રસાદભાઇ ત્હમારા આ મકાનના બાગની પાસે જે સીમ છે, ત્યાં તે પાલખી સાથે ત્હમારી

રાહ જુએ છે. ત્હમારી સાસુ સારૂ શું કરવું યોગ્ય છે, તે તે પોતે જ ત્હમને કહેશે."

હરપ્રસાદના ઉપવસ્ત્ર અને વીંટીએ અને કાલીની માના મ્હોં આંખ ઉપરના વ્યાકુળ ભાવે, સરલહૃદયા પ્રભાના હૃદય ઉપર બરાબર રીતે અસર કરી. પ્રભા બોલી—"મ્હારી સાસુને ભયાનક રીતે તાવ આવેલો છે. ઘર મૂકીને હું આવું પણ શી રીતે ?"

કાલીની મા જરા અણગમાનો ભાવ બતાવીને બોલી—"વધારે વખત મોડું કરવાનો મ્હને હુકમ નથી. ભાઇ ઘણી જ ફીકર કરે છે. વિલંબમાં એ ફળ થશે કે, ત્હમારા સ્વામી અને ત્હમે નવાબની ફોજના હાથમાં સપડાઇ જશો."

આ વાત સાંભળીને પ્રભાવતી ધ્રુજી ઉઠી. સઘળી વાતનો વિચાર કરીને, ભવિષ્યની વિપદનું શોચનીય પરિણામ કલ્પનાની અંદર જોઇને, સાન ભાન ભુલીને તે બોલી—"ચાલો ત્યારે." બન્ને જણ પછી, બાગ પાર થઇને સીમ તરફ ચાલ્યાં. પ્રભાવતીએ દુરથી જોયું કે, ખરેખર એક પાલખી સીમની અંદર વડના એક ઝાડ નીચે ઉતારેલી છે.

એવામાં એ જ બાગની બાજુમાંથી એકાએક બે માણસો બ્હાર નીકળી આવ્યા, અને ચીસ પાડવાની તક નહિ આપતાં, પ્રભાનું મ્હોં ત્હેમણે બાંધી લીધું. ઘણી ઝડપથી ત્હેમણે ત્હેને પાલખીમાં બેસાડી દીધી. કહેવાની જરૂર નથી કે, મકાનના આ બાગની અને ત્હેની પાસેની સીમની વાત, ઘરના શત્રુ વિભીષણ, કૃપારામે જ કાલીની માને કહી હતી. હરપ્રસાદને ઘેર તે ઘણી વખત આવ્યો હતો એટલે એ ગામના થોડા રસ્તાઓ ત્હેને અજાણ્યા ન્હોતા. કૃપારામ આ દુનિયામાં કોઇનો પણ વિશ્વાસ રાખતો નહિ. એટલે જ કાલીની માને આ દૂત કાર્યને માટે મોકલી આપીને પણ તે નિશ્ચિંત ન્હોતો. તે ગુપ્ત રીતે એક ઝાડની નીચે ઉભો રહીને, સતૃષ્ણ નયને બાગની તરફ જોતો હતો.

શિકાર જ્યારે પાલખીની અંદર બેઠો, ત્યારે કૃપારામ પ્રસન્ન ભાવ ધારણ કરીને બોલ્યો—"સવાર લોકો ! ત્હમે પાલખીને ઘેરીને ચાલો. આ વખતે ગોટાળો થશે તો, કોઇના પણ જીવ બચશે નહિ." કહેવાની જરૂર નથી કે, આના બે કલાક પછી, પ્રભાવતીનો મૂર્છાંમોહમય દેહ, મીર અલીખાંના ઉદ્યાન ભવનમાં જઇ પ્હોંચ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

### મોતિબિબિનું અભયદાન.

સોનેરી વરખવાળું, ઇલાયચી ઝાફરાન ગુલાબજળ વિગેરે નાંખેલું પાન ચાવીને, વિધાતાએ આપેલા પરવાળા જેવા રાતા હોઠને વિશેષ લાલ કરીને, નવાબ-કન્યા મોતિયા મખમલના એક બિછાનામાં હમણાં જ દેહ ઢાળીને સુતી હતી, એવામાં રત્નમયી ત્યાં આવીને ઉભી રહી.

નવાબ કન્યાના બંદોબસ્તથી, રત્નમયી નદીને કીનારે એક સ્વતંત્ર તંબુની અંદર પોતાનો આહાર ગ્રહણ કરતી. હિંદુ નોકરો દ્વારા મંગાવાયલાં ફળ, મૂળ, મિષ્ટાન્ન અને દુધ એજ ત્હેની ઉપજીવિકા હતી. રત્નમયીને જોઇને, શય્યાનો એક ભાગ કોરે મુકીને મોતિયા બોલી-" બેસો-અહિં બેસો બ્હેન! ખુદાની દુનિયામાં આપણાં જીવનમાં અનેક વિચિત્ર પ્રસંગો બને છે. ત્હમારા દિવસો, હું ધારૂં છું, આ રીતે ખોટા જતા નથી?"

રત્નમયી હાસ્ય મુખે બોલી—" મોતિ બેગમનાં આટલાં હેત અને કાળજીમાં મ્હારા દિવસો જો સુખમાં ન વીતે તો, ત્હેને માટે હું સ્હમજીશ કે, મ્હારી આકાંક્ષાઓ કીનારા વિનાના સમુદ્ર જેવી છે. એક વાત પુછું,— નવાબ સાહેબ એ બધી વાત સાંભળીને શું બોલ્યા?"

રત્નમયીના રાતા ગાલને, ચંપાની કળીને શરમાવે તેવી કોમળ આંગળીથી ચુંટી ભરીને, મોતિયા બોલી-" પિતાને ત્હમારા સંબંધીની બધી વાત મ્હેં કહી સંભળાવી છે. તે ત્હમારા દુઃખથી ઘણાજ દિલગીર થયા છે. પણ હું ત્હમારી બુદ્ધિની પ્રશંસા કરતી નથી. આવો રૂપવાન, ઐશ્વર્યવાન, મહેરબાન, કદરદાન, ફોજદાર મીર અલી, આટલાં ઐશ્વર્ય સત્તા જોને, ત્હેને ખસમ બનાવવાને ત્હમે આટલાં નારાજ કેમ છો રત્નમયી?"

રત્નમયીએ કહ્યું—" એક ખસમ તો કર્યો છે. ત્હેની ઉપર બીજો પણ એક કર્યાથી ચાલે ખરૂં કે? ના હોય તો ત્હમે કંઇ સલાહ આપો."

મોતિયાએ કહ્યું—" એ સલાહ પછી આપીશ. હવે મશ્કરી જવા દો. પિતાએ એક ગુપ્તચરને છૂપી રીતે ગઇ કાલે સપ્તગ્રામ મોકલ્યો હતો. તે ખબર લાવ્યો છે કે, ત્હમારા સ્વામી નવાબના કારાગૃહમાં છે. તમને વિના કાંટે મેળવવાને માટે એ જ નવાબ મીર અલ્લી ત્હમારા સ્વામીની છૂપી રીતે હત્યા કરશે, એવી મતલબ ત્હેણે નક્કી કરી છે."

આ વાત સાંભળીને રત્નમયી રૂંવે રૂંવે થથરી ઉઠી. ત્હેની સમગ્ર દેહ વલ્લરી પ્રચંડ વાયુના સપાટાથી ડોલતી વેતસલતાની માફક કંપી ઉઠી. નસે

નસમાં વીજળીનો પ્રવાહ છુટયો. રત્નમયી, મોતિયાના મેંદીથી રંગેલા કોમળ બન્ને હાથ જોર પૂર્વક દબાવીને બોલી —" ત્યારે શું ત્હમે ત્હમારી આ અભાગિની બ્હેનનું વૈધવ્ય જોવાને ઇચ્છો છો બેગમ ? જે મહાપ્રાણ નવાબને મ્હેં પિતા કહીને બોલાવ્યા છે,—તે શું ત્હેમની કન્યાને વિધવા જોવા ઇચ્છે છે ?" રત્નમયી વધારે બોલી શકી નહિ. તે રોઇ પડી.

મોતિબિબિ સ્નેહ પૂર્વક એ અશ્રુધારા લ્હોઇ નાંખીને બોલી—" ત્હમારા જેવી પતિવ્રતાના સૌભાગ્યનો ચંદ્રક કદિ પણ મલિન થશે નહિ. વૃથા ભય ન પામશો—બ્હેન ! પિતાના મનનો સંકલ્પ એવો છે કે, મીર અલીને આગળથી ખબર આપ્યા વિના, તે ત્હેને હાથે માથે પકડે, એટલા માટે ત્હેના મકાનની અંદર આપણા જાસુસો છૂપા વેશમાં હજી પણ હયાત છે. મ્હેં જ્યારે બ્હેન કહીને ત્હમને મ્હારી છાતી સરસાં સ્વીકાર્યાં છે, ઉપલક્ષ્ય સ્વરૂપ બનીને ત્હમને નજીક આવેલા મૃત્યુમુખમાંથી બચાવ્યાં છે, ત્યારે જાણજો કે, જીવનના ભોગે કરીને પણ, નવાબ શાયસ્તખાંની પ્રાણાધિક કન્યા આ મોતિબિબિ, એજ સર્વ મંગલમય વિધાતાની કૃપાથી, ત્હમને ફરીથી સુખ અને શાંતિની સીમામાં પાછાં વાળી લાવશે. સતીના સૌભાગ્યનો ઉજ્વલ ચંદ્રક કદિ પણ મલિન થતો નથી. કાલ સ્હવારે જ અમે રવાના થઇશું. સપ્તગ્રામની બ્હાર, એક સ્વતંત્ર સરકારી હવેલી છે. તેજ બંગેશ્વરનું પ્રવાસ વખતે ઉતરવાનું મકાન છે. પિતાએ કહ્યું છે કે, સ્હવારમાં ત્યાં ઘણી છૂપી રીતે પ્હોંચતાંની સાથેજ, ત્હમારા સ્વામીને તે મુક્ત કરશે."

રત્નમયી આ વાતની ઉપર બીજું કશું પણ બોલી શકી નહિ. ત્હેનાં વિશાળ નીલકમળ જેવાં નેત્રમાંથી ફરીથી આંસુ વ્હેવા લાગ્યાં. મોતિબિબિએ પોતાના બહુમૂલ્ય ઓઢણા વતી તે આંસુઓ લ્હોઇ નાંખ્યાં.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### પાપનો ઘડો ફુટી ગયો.

શયતાન કૃપારામ, બધી તરફનો વિચાર કરીને જ, પ્રભાવતીને ઉપાડી લાવ્યો હતો. ત્હેણે જ્યારે જોયું કે, આટઆટલા પ્રયત્ન પછી રત્નમયી ત્હેના હાથમાંથી સટકી ગઇ છે, ત્યારે ત્હેને ત્હેણે મહાપ્રમાદ ગણ્યો. ત્યારપછી મનમાં ને મનમાં ત્હેણે વિચાર કર્યો કે, રત્નમયીને બરાબર ધારીને જોવાની તક નવાબ મીર અલીને કંઇ મળી નથી. એટલે એનો લાભ લઇને, હરપ્ર-

સાહની બીજી પત્નીને રત્નમયી કહીને નવાબને ગળે વળગાડી દેવી. પકડાઇ જઇશું તો કહીશું કે, એકાદ ભુલાવામાં પડીને આવું થયું છે. આવી બધી યોજના નક્કી કરીને જ, એ શયતાન આ ભયાનક કાર્યમાં સામેલ થયો હતો.

તેથી પ્રભાને, સરસ્વતીના કીનારા ઉપર આવેલા મીર અલીના એક ઉદ્યાન–ભવનમાં કેદ કરી રાખીને, દુર્ભાગી શયતાન કૃપારામે, ફોજદારને ખબર આપી કે—"રત્નબિબિ પકડાઇ ગઈ છે. અને ત્હેને ત્હેમના ઉદ્યાન–ભવનમાં રાખવામાં આવી છે." કહેવાની જરૂર નથી કે, આ સમાચાર સાંભળીને નવાબ મીર અલીખાં, કૃપારામની ઉપર ઘણો જ સંતુષ્ટ થયો. પોતાના હાથમાંથી હીરાની એક વીંટી કાઢીને, એ સમાચાર લાવનારની માર્ફત કૃપારામને ત્હેણે ઇનામ તરીકે મોકલાવી આપી.

ઘણા દિવસની એકઠી કરી રાખેલી ત્હેની ઇચ્છા પૂર્ણ થઇ છે. જે રત્નમયીનું રૂપ જોઇને જીંદગીનું બધું સુખ તે ગુમાવી બેઠા હતા, જેને માટે આટ આટલા બનાવ બન્યા હતા, એ જ રત્નમયી આજ ત્હેના ઉદ્યાન–ભવનમાં છે. મીર અલી અતિ ઉત્કંઠિત ચિત્તે સ્હાંજની વાટ જુએ છે. પણ આજે જાણે સ્હાંજ આગળ વધવા ઇચ્છતી નથી.

છેવટે એ ઇપ્સિત સંધ્યા આવી પ્હોંચી. આકાશમાં તારાઓ, જાૂઇના ફુલની માફક એક એક કરતા ઉગી નીકળવા લાગ્યા. મીર અલીખાં જેટલે દરજ્જે બની શકે તેટલી સુંદર વેષભૂષા ધારણ કરીને, સંધ્યા થઇ ગયા પછી પોતાના ઉદ્યાન–ભવનમાં આવી પ્હોંચ્યો.

પાલખીની અંદર જ અભાગિની પ્રભાને ચેતના આવી હતી. કૃપારામ જ્યારે ત્હેને ઉદ્યાન–ભવનના એક ખંડની અંદર મુકી ગયો હતો, ત્યારે તે કહેતો ગયો હતો કે, "કશો ભય નથી. ત્હમારે માટે દાસ દાસીઓનો બંદોબસ્ત મ્હેં કર્યો છે. તેઓ ત્હમારા દરેક હુકમને સાંભળશે."

ખરેખર તેવું જ હતું. આ બધી દાસીઓ હિંદુ હતી. ત્હેમની સાથે પેલી શયતાની કાલીની મા પણ હતી. કાલીની માએ પ્રભાને ઘણું સમજાવ્યું. તે બોલી—"ત્હમારા જેવું ભાગ્ય કોને હોય છે? મુલકના કર્તાહર્તા જે, જેના હુકમથી ધરા રસાતાળમાં જાય, ત્હેનાં ત્હમે બેગમ થશો! ત્હમારૂં સુખ ઐશ્વર્ય જોઇને, ત્હમારી શૉક ઇર્ષાથી બળી મરશે. થોડુંક પાણીબાણી પીને જરા ઠંડાં થાવ. સ્હાંજ પડી ગયાની સાથે જ નવાબ આ ઉદ્યાનમાં આવી પ્હોંચશે."

"સ્હાંજ પડી ગયાની સાથે જ નવાબ આવશે" એ શબ્દો અણીદાર

તીરની માફક, પ્રભાવતીના હૃદયમાં ભોંકાયા. સંધ્યા તો લગભગ આવી પ્હોંચી. ત્યારે હવે શું થશે? કોણ ત્હેની વાઘના મુખમાંથી રક્ષા કરશે?

ત્હેના મનમાં, આજ વખતે, સુખશાંતિ ભર્યા પૂણ્યમય ગ્રહકેંદ્રની વાત જાગૃત થઇ આવી. સ્નેહમયી સાસુ, દેવ જેવો સ્વામી, અભાવના કષ્ટ વિનાનો સુખી ત્હેનો સંસાર, સ્વામીનો અખૂટ પ્રેમ, ત્હેને ન્હોતું શું? હાય! ત્યારે શા પાપથી આ બધું બન્યું? તે તો પ્રત્યક્ષ દેવતા માનીને, સ્વામીની અત્યારની ઘડી સુધી પૂજા કરતી આવી હતી.

પ્રભા રોઇ. ત્હેનાં નેત્રમાંથી નીગળતી અશ્રુધારા, એજ ઓરડાની જમીનપર હેમંતની ઝાકળની માફક, ટપ્ ટપ્ કરીને પડવા લાગી. સ્વામી ત્હેને જ્યારે ને ત્યારે કહેતો કે—"મહા વિપદમાં ભગવાનને બોલાવવાથી માણસની બધી વિપદ ટળી જાય છે" પ્રભા મનમાં ને મનમાં ભગવાનને બોલાવવા લાગી. એકાંત ચિત્તથી તે બોલી—"દયાળુ દેવ! દ્રૌપદીના લજ્જા નિવારણ પ્રભુ! ભક્તવત્સલ ભગવાન! સહાયહીના અબલાની રક્ષા કરો નાથ!"

બરાબર એજ વખતે ઓરડાની અંદર મીર અલીએ પ્રવેશ કર્યો. ત્હેણે જોયું કે, પ્રભાવતી દુધના ફીણને ઝાંખી કરે તેવી સ્વચ્છ શય્યા, મખમલમંડિત સુખાસનનો ત્યાગ કરીને, જમીનપર મૂંગે મ્હોંયે બેઠી છે. મીર અલીએ કહ્યું—"આદાબ રત્નબિબિ! આટલાં હઠીલાં ત્હમે! ત્હમને આ છાતી ઉપર રાખવાને માટે મ્હેં શું નથી કર્યું? જવાદો—આ આસન વિનાની ઓરડાની જમીન ત્હમારે ઉપયુક્ત સ્થાન નથી. સમગ્ર પશ્ચિમ બંગનો ફોજદાર, નવાબ મીર અલીખાં, ત્હમારા ગુલામનો ગુલામ છે."

વિપદવારણ નારાયણે, પ્રભાના મગજમાં બુદ્ધિ સુઝાડી. તે સ્હમજી કે, નવાબ ત્હેને રત્નમયી ધારીને, આટલું બધું માન આપે છે. પ્રભા મ્હોં ઉપરનો સાડીનો છેડો ખસેડી નાંખીને બોલી—"જનાબ! હું રત્નમયી નથી! ત્હેની શૅાક પ્રભાવતી છું."

મીર અલી, ઓરડાની અંદરના અસંખ્ય દીવાના પ્રકાશમાં, વિકસેલા અધરવાળી, ત્રાસથી કંપી રહેલી, દીપ્ત નેત્રવાળી, ઉજ્વલ જ્યોતિપૂર્ણ પ્રભાના મુખ તરફ જોતાંની સાથે જ સ્હમજી શકયો કે—"ખરેખર જ આ કંઇ રત્નબિબિ નથી."

મીર અલી રોષપૂર્વક ગર્જના કરીને બોલ્યો—"મ્હારી સાથે આવી શયતાની કોણે કરી? હું ત્હેનો જાન લઇશ!!"

ઘટનાનો પ્રવાહ બીજી તરફ વળ્યો જોઇને, પ્રભા ધૈર્ય ધારણ કરીને

બોલી—" અરૂ બંદગી ! મ્હારી શૅાક રત્નમયીને પકડી નહિ શક્યાથી, આપના અધિકારી કૃપારામે મ્હને લુંટી લાવીને જહાંપનાહને ઠગ્યા છે."

"હેં ! મ્હારી સાથે શયતાની ? કૃપારામને જીવતો ને જીવતો હું જહન્નમમાં મોકલાવીશ." ગુસ્સે થયેલા નવાબે, તે જ વખતે મુખ્ય પ્હેરેગીરને બોલાવીને હુકમ કર્યો કે, "ખાસ મુનશી કૃપારામ રાયને, હમણાં ને હમણાં જ હાથ પગ બાંધી લઇને કેદખાનામાં નાંખો." કહેવાની જરૂર નથી કે તેને તે જ વખતે તે હુકમને અમલમાં મેલવામાં આવ્યો.

મીર અલી બોલ્યો—" મ્હેં ઘણી જ નિરાશા સહન કરી છે. આટલા પ્રયત્ન કર્યાં પછી જ્યારે ફરી વારનો હું વિફલ થયો છું, ત્યારે દુધની ઇચ્છા આજે હું છાશથી મટાડીશ. ત્હમારો સ્વામી હરપ્રસાદ ઘણો શયતાન છે. ત્હમને બેઇજ્જત કરવાથી તે વશ થશે. ત્યારપછી ત્હેને હું શૂળિએ ચ્હડાવીશ."

આટલું કહીને મીર અલી પ્રભાવતી તરફ ધસી ગયો. પ્રભાવતી મહા ભયથી દૂર ખસીને ઉભી રહી. અને બરોબર એ જ સમયે, બ્હારથી શ્વેત વાળવાળા, લાંબા બાહુના, બળવાન એક યોદ્ધાએ આવીને, મીર અલીને ગળામાંથી પકડીને, ત્હેને જમીન પર ફેંકી દીધો.

આવા અણધાર્યા હુમલાથી, મીર અલી ભાન વિનાનો શૂન્ય બની ગયો. શરીર ખંખેરીને ઉભા થતાંની સાથે જ ત્હેણે જોયું તો ત્હેની સ્હામે, બંગ–બિહાર–ઉડિષ્યાનો મહાપ્રતાપશાલી સુબેદાર માલિકે મુલ્ક નવાબ શાયસ્તખાં ઉભો છે અને ત્હેની બાજુમાં ત્હેનો મુખ્ય શત્રુ ઝિંદાઅલી છે.

મીર અલી તરત જ સમજ્યો કે, ત્હેના સુખના દિવસો હવે પૂરા થઇ ગયા છે. તે ગુલામની માફક ઘુંટણીએ પડીને, નવાબના પગ આગળ બેસીને બોલ્યો, "જહાંપનાહ્ ! મ્હને માફ કરો. હવે હું સ્હમજ્યો છું કે, એ જ વિધાતા સતીનો સહાય છે. તેવું ન હોય તો, આમ બને ખરૂં ?"

શાયસ્તખાં ભયંકર રીતે ભવાં ચ્હડાવીને બોલ્યો—" ત્હારો આ અપરાધ માફ થાય તેમ નથી. બીજું કોઇ હોત તો ત્હેનું માથું જુદું કરીને અત્યારે જ આ ઓરડાની જમીનને ત્હેના લોહીથી ભીની કરી નાંખત. ત્હારી સાથે વાત કરતાં પણ મ્હને તિરસ્કાર થાય છે. જે નારી માતરૂપે, કન્યારૂપે, આપણા આ સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરે છે, ત્હેની ઉપર ત્હારો આવો અત્યાચાર ? ત્હારા દિવસો ભરાઈ ગયા છે મીરઅલી !"

કહેવાની જરૂર નથી કે, બંગેશ્વરના હુકમથી મીર અલીને હાથે પગે બેડીઓ નાંખીને તે જ વખતે કારાગારમાં મોકલવામાં આવ્યો.

નવાબ શાયસ્તખાંએ, પાસે ઉભેલા ઝિંદાખાંને કહ્યું, "ભાગ્યજોગે આપણે બરાબર વખતસર આવી પ્હોંચ્યા હતા. જો તેમ ના થયું હોત તો આજે એક સતીનું સત્યાનાશ વળી જાત! ચાલો ઝિંદાઅલી વધારે વખત આ નર્કમાં ઉભા રહેવાની જરૂર નથી. આ શયતાન મીર અલીના અપરાધનો ન્યાય હું કાલે કરીશ."

ઝિંદાઅલી અત્યારે ઘણો પ્રફુલ્લિત હતો. તરતજ બંગેશ્વરને પગલે તે ત્હેમની પાછળ રવાના થયો.



# ઉપસંહાર.

અમીર્-ઉલ્-ઉમરા શાયસ્તખાંએ, આ પછી શું કર્યું, તે કહેવાની જરૂર છે.

ઘણી છૂપી રીતે નવાબ શાયસ્તખાં, સમગ્રામમાં ત્હેના પોતાના ભવનમાં આવી પ્હોંચ્યો હતો. સંધ્યા પછી ત્હેના જાસુસે આવીને ખબર આપી હતી કે-" મીર અલી આજે એક સતી રમણીનો ધર્મ નાશ કરવાના યત્નમાં છે." ઝિંદાખાં અને કેટલાક સિપાઇઓને સાથે લઇને શાયસ્તખાં તેજ વખતે ઉતાવળે પગલે ઉદ્યાન-ભવનમાં જઇ પ્હોંચ્યો હતો. ત્યાર પછી ત્હેણે શું કર્યું હતું તે વાંચકોને ખબર છે.

શાયસ્તખાંએ બીજે દિવસે દરબાર ભરીને હુકમ જાહેર કર્યો કે, " સમગ્રામ પરગણાના ફોજદાર મીર અલીખાંને હમણાંને માટે શ્રૃંખલાબદ્ધ સ્થિતિમાં રાજમહાલ મોકલવામાં આવશે. ત્હેનો ન્યાય મ્હારા રાજધાનીમાં ગયા પછી કરવામાં આવશે. મીર અલીની જગ્યા પર, સમગ્રામના ફોજદાર તરીકે ઝિંદાખાંને નીમવામાં આવે છે અને કમલલોચન રાય જેમ આમિલદાર હતા, તેવી જ રીતે ત્હેમની ફરી નીમણુંક કરવામાં આવે છે. ત્હેમના જમાઈ હરપ્રસાદને, આમિલદાર કમલલોચન રાયના સહકારીનું પદ આપવામાં આવે છે."

આ બનાવથી કમલલોચન રાયનું અદૃષ્ટ પુનઃ પાછું ફર્યું. ત્હેની જ સાથે હરપ્રસાદને પણ આવો ભારે લાભ અણધારી રીતે મળ્યો. મીર અલીનું ઉદ્યાન-ભવન હરપ્રસાદને રહેવા માટે મળ્યું. પ્રભાવતી અને રત્નમયીને, લક્ષ્મી અને સરસ્વતી રૂપે પામીને, હરપ્રસાદ ઘણાજ સુખમાં દિવસ ગાળવા લાગ્યો.

શાયસ્તખાંના સમગ્રામ છોડવાને આગલે દિવસે, મહાપ્રાણ મોતિબિબ જાતે ચાલીને, રત્નમયીને મળવા આવી. રત્નમયી કૃતજ્ઞતા બતાવતાં જતાં રોઈ પડી. ત્યાર પછી નવાબ કન્યાના હાથ બન્ને જોર પૂર્વક પકડી લઇને સ્નેહભરી તે બોલી—" આ અભાગિનીને બ્હેન ગણીને યાદ રાખજો. નારી રૂપે-દેવી ત્હમે છો. નવાબ શાયસ્તખાંની કન્યાને યોગ્ય જ કામ ત્હમે કર્યું છે." મોતિબિબિ આત્મ-પ્રશંસા સાંભળવાને ઘણી નારાજ હતી. રત્નમયીને હેત પૂર્વક પોતાની છાતી સરસી ચાંપી લઇને ત્હેણે કહ્યું—"રત્ન ! હું ત્હમને ભુલી શકીશ નહિ. મેળાપ ફરીને ક્યારે થશે તે હું જાણતી નથી. ત્હમે સ્વામી સોહાગિની થાવ, પુત્રવતી થાવ, એજ હું આશિર્વાદ આપું છું, જેથી કરીને ત્હમે મ્હને ભુલી ન જાવ, તેટલા માટે ત્હમારા પુત્રનું નામ 'મોતિકુમાર'

રાખજો.” કહેવાની જરૂર નથી કે, રત્નમયીના હૃદયની કૃતજ્ઞતા સાથે લઇને, નવાબકન્યા સપ્તગ્રામ ત્યાગ કરી ગઇ.

સુખ સૌભાગ્ય સંપદમયી રત્નમયી, મોતિબિબિની સ્મૃતિને જીવતાં સુધી ભુલી શકી નહિ. આની પછી બે વરસ વીતી ગયાં છે. હરપ્રસાદ હવે નવાબ–દરબારમાં એક ઉંચા દરજ્જાનો અધિકારી થયો છે. કમલલોચન રાયે, “કુત્તા અને નફર” ને એકજ શ્રેણીના માનીને, નવાબી ચાકરી મુકી દીધી છે અને હરપ્રસાદ સપ્તગ્રામનો આમિલદાર થઇને મકાન, સંત્રી, સિપાઇ અને લોકોમાં અતુલ માનનો અધિકારી બન્યો છે.

હરપ્રસાદના મહેલ સમાન નવા મકાનનું નામ, હરપ્રસાદે “રત્ન–મંદિર” રાખ્યું છે.

એક દિવસ રત્નમયી અને પ્રભાવતી આ મહેલ સમા સર્વે વસ્તુઓથી શોભિત “રત્ન–મંદિર” ના ઓટલાપર ઉભાં રહીને, સરસ્વતીની શુભ્ર તરંગ–લીલા જોતાં હતાં.

પ્રભા ઘણી તોફાની હતી. રત્નમયીને ગળે વળગીને તે બોલી—“હેં બ્હેન! જો તું નવાબની બેગમ થઇ હોત તો, આજે આવા આનંદથી તું આ “રત્ન–મંદિર” માં રહી શકી હોત?”

રત્નમયી પ્રભાના આવા અદ્‌ભુત પ્રશ્નથી કૃત્રિમ કોપ ધારણ કરીને બોલી—“તું મ્હારી શૅાક ખરીને–તેથી જ આવી વાત બોલી!. મ્હોંબળી! તું શું ભુલી ગઇ છે કે હું સપ્તગ્રામના નવા આમિલદારની આદરિણી પત્ની છું! તું તો લગભગ બેગમ બની હતી! પણ એ વાત પાછળથી ફસ્કી ગઇ બ્હેન!”

પ્રભા બોલી—“હંઅ્! તેટલા જ માટે ત્યારે! સોળ આના સ્વામીનો ભાગ આપવો પડે ખરો ને, એટલે જ બેગમ થવાની ઇચ્છા મુકી દઇને હું આ “રત્ન–મંદિર” માં આવી છું.”

આ કૃત્રિમ કલહ ચાલતો હતો તેવામાં, એકાએક હરપ્રસાદને નજીક આવતો જોઇને, તે બન્ને જણીઓ બીજી બાજુએ વેરાઇ ગઇ.

કહેવાની જરૂર નથી કે, પ્રભાવતી અને રત્નમયી, હરપ્રસાદને લઇને અતિ સુખ આનંદમાં ઘરસંસાર ચલાવવા લાગ્યાં.



## 'પ્રજાબંધુ' ભેટો

| પુસ્તકનું નામ. | ઈ. સ. |
|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર. | ૧૯૧૦ |
| ધારાનગરીનો મુંજ. | ૧૯૧૧ |
| * સિંધ ઉપર સ્વારી. | ૧૯૧૨ |
| * સોમનાથનું શિવલિંગ | ૧૯૧૩ |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર. | ૧૯૧૪ |
| * પાટણની પડતીનો પ્રારંભ. | ૧૯૧૫ |
| * વસઇનો ઘેરો. | ૧૯૧૬ |
| * ગુજરાતની ગર્જના. | ૧૯૧૭ |
| * મહારાષ્ટ્રનું નીકાબળ. | ૧૯૧૮ |
| રત્ન-મંદિર. | ૧૯૧૯ |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીકે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને દરેક રૂ. ૦-૧૨-૦ ની કીંમતે બીજાઓને પૂરી કીંમતે મળશે.